વૃત્તિ ૧૧ મી. કુલ પ્રત ૨૭૦૦

પ્રાથમિકશાળાના ધોરણ ત્રીજા માટે.

# ગુજરાત પ્રાંતની ભૂગોળવિદ્યા.

પ્રેમચંદ કરમચંદ શાહ.

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ |
|---|---|

(ગોંડળ સંસ્થાનની શાળામાટે ટેકસ્ટ બુક.)

# ગુજરાત પ્રાંતની ભૂગોળવિદ્યા.

પ્રાથમિક શાળાના ધોરણ ત્રીજા માટે.

લેખક તથા પ્રકાશક
પ્રેમચંદ કરમચંદ શાહ.
માજી ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ગોંડળ સ્ટેટ.
કપડવંજ (જિલ્લે ખેડા).

આવૃત્તિ ૧૧ મી. પ્રત ૪૦૦૦. (કુલ પ્રત ૨૭,૦૦૦).
સંવત્ ૧૯૭૭. સને ૧૯૨૧.

ધી સૂર્યપ્રકાશ પ્રિ. પ્રેસમાં મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપી.
કાળુપુર ટંકશાળ—અમદાવાદ.



કિમ્મત દોઢ આનો.

# પ્રસ્તાવના.

પ્રાથમિક શાળાના ત્રીજા ધોરણમાં જિલ્લા અથવા એજન્સિની ભૂતળ અને રાજકીય ભૂગોળ, ઉદ્યોગો, સ્થળો વચ્ચેનાં વ્યવહારનાં સાધનો, વગેરે સાથે ગુજરાતની સામાન્ય ભૂગોળ શિખવવાની છે. આને માટે જિલ્લાની નિશાળોમાં ચલાવવા સારૂ સરકારે ભૂગોળ રચાવી છે, કાઠિયાવાડ એજન્સિની નિશાળો માટે એવું પુસ્તક ન હોવાથી ગોંડળ સ્ટેટના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર મે. સુતરીઆ સાહેબની ઇચ્છાથી આ નાનકડું પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે.

આ ધોરણમાં નકશાના સ્કેલ (માપના પ્રમાણ)થી નકશામાં અંતર માપતાં શિખવવું.

પુસ્તકને અંતે વ્યાખ્યાઓ આપી છે, તે પારિભાષિક શબ્દો શિક્ષણમાં જ્યાં જ્યાં આવે ત્યાં ત્યાં પ્રત્યક્ષ અવલોકનથી તથા માટીના કે બીજા નમૂનાથી શિખવવા, અને પછી નકશામાં બતાવવા. નકશામાં ભૂતળરચના બતાવેલી હોય, તે પરથી દેશના ઉંચાણનીચાણના દેખાવ તથા તેનાં સામાન્ય લક્ષણો વિષે અનુમાન કરવાનો છોકરાંને મહાવરો કરાવવો.

બાળકોને પુસ્તકની કિમ્મતનો બોજો ઓછો થાય તે પર નજર રાખી કિમ્મત કરાવેલી છે.

# ગુજરાત પ્રાંતની ભૂગોળવિદ્યા.

છોકરા તમે બીજા ધોરણમાં ગોંડળ સંસ્થાનની ભૂગોળ શીખી ગયા, તેની સાથે એ પણ શીખ્યા કે દેશી રાજાઓના તાબામાં જે મુલક હોય છે તે **સંસ્થાન** કહેવાય છે, ગોંડળ સંસ્થાનની આસપાસ બીજાં ઘણાં સંસ્થાન આવેલાં છે. તે સંસ્થાનોના સમૂહને **એજન્સિ** કહે છે. આપણે કાઠિયાવાડ એજન્સિમાં રહીએ છીએ. એજન્સિઓ **પોલિટિકલ એજન્ટ**ની દેખરેખ નીચે હોય છે. કાઠિયાવાડ એજન્સિના ઉપરી **એજન્ટ ટુ ધ ગવર્નર સાહેબ** કહેવાય છે, તે રાજકોટમાં રહે છે, તેમના ઉપરી **મુંબઇના નામદાર ગવર્નર સાહેબ** છે. કાઠિયાવાડની પૂર્વમાં અમદાવાદ જિલ્લો છે. અંગ્રેજ સરકારના ખાલસા મુલકના મોટા ભાગને **જિલ્લો** કહે છે. કાઠિયાવાડ વગેરે કેટલીક એજન્સિઓ, અમદાવાદ વગેરે કેટલાક જિલ્લા, અને ગાયકવાડનો મુલક તથા ખંભાત સંસ્થાન મળી ગુજરાત પ્રાંત થાય છે. એની આસપાસ કયો કયો મુલક આવેલો છે, તે હવે આપણે તપાસીએ.

**સીમા**—ઉત્તરે રજપુતાના, વાયવ્યકોણમાં કચ્છનું રણ અને કચ્છનો અખાત, પશ્ચિમે અરબી સમુદ્ર, દક્ષિણે અરબી સમુદ્ર અને મહારાષ્ટ્ર, અને પૂર્વે ખાનદેશ ને માળવા છે.

**વિસ્તાર**—આપણી કાઠિયાવાડ એજન્સિ સાથે ગુજરાત પ્રાંત સરખાવીએ તો માલમ પડશે કે ગુજરાત પ્રાંત તેનાથી લગભગ ત્રણ ગણો મોટો છે. અંગ્રેજ સરકારનો ખાલસા મુલક કાઠિયાવાડ એજન્સિથી લગભગ અર્ધો છે.

**કુદરતી વિભાગ**—કુદરતી રચનાને આધારે ગુજરાતના મુખ્ય ચાર ભાગ પાડી શકાય. (૧). **પશ્ચિમ ગુજરાત** અથવા **કાઠિયા-વાડ**, (૨). **ઉત્તર ગુજરાત** અથવા **મહીનદીની ઉત્તરનો ભાગ**, (૩). **મધ્ય ગુજરાત** અથવા **મહી અને નર્મદા નદી વચ્ચેનો પ્રદેશ**. (૪). **દક્ષિણ ગુજરાત** અથવા **નર્મદા નદીની દક્ષિ-ણનો પ્રદેશ**.

**રાજકીય વિભાગઃ**—ગુજરાતના ૧૩ ભાગ છે. તેમાં ૬ એજન્સિઓ, ૨ સંસ્થાન, અને ૫ જિલ્લા છે.

| ભાગ. | મુખ્ય શહેર. |
| --- | --- |
| ૧. કાઠિયાવાડ એજન્સિ. | રાજકોટ. |
| ૨. પાલણપુર એજન્સિ. | પાલણપુર અને ડીસા. |
| ૩. મહીકાંઠા એજન્સિ. | સાદરા અને ઇડર. |
| ૪. રેવાકાંઠા એજન્સિ. | નાંદોદ,બારીઆ,લુણાવાડા. |
| ૫. પંચમહાલ એજન્સિ. | નારૂકોટ. |
| ૬. સુરત એજન્સિ. | વાંસદા, ધરમપુર, સચીન. |
| ૭. ગાયકવાડનો મુલક. | વડોદરા. |
| ૮. ખંભાત સંસ્થાન. | ખંભાત. |
| ૯. અમદાવાદ જિલ્લો. | અમદાવાદ. |
| ૧૦. ખેડા જિલ્લો. | ખેડા. |
| ૧૧. પંચમહાલ જિલ્લો. | ગોધરા. |
| ૧૨. ભરૂચ જિલ્લો. | ભરૂચ. |
| ૧૩. સુરત જિલ્લો. | સુરત. |

**કુદરતી રચનાઃ**—કાઠિયાવાડની ત્રણ દિશાએ દરીઓ આવેલો છે, ને પૂર્વમાં જે જમીન છે તે ખારવાળી અને વનસ્પતિ વિનાની છે, તેથી ત્યાં આગળ દરીઓ હશે એમ અનુમાન થાય છે; માટે કાઠિયાવાડ આગળ બેટ હોવો જોઇએ. હાલ ત્રણ બાજૂએ દરીઓ હઈ દ્વીપકલ્પ કહેવાય. કાઠિયાવાડના મધ્ય ભાગમાં ચોટીલો, બર્ડો, ગીરનાર, ગીર, શેત્રુંજો, વગેરે ડુંગરો આવેલા છે, તેમાંથી નદીઓ નીકળી ચારે તરફ સમુદ્રમાં જાય છે; તેમાં ઉત્તરમાં મચ્છુ નદી કચ્છના રણને, વાયવ્યમાં આજી નદી કચ્છના અખાતને, પશ્ચિમમાં ભાદર નદી અરબી સમુદ્રને, દક્ષિણમાં શીંગવડો નદી અરબી સમુદ્રને, અને પૂર્વમાં શેત્રુંજી નદી ખંભાતના અખાતને મળે છે. આ નદીઓનો પ્રદેશ ફળદ્રૂપ છે. કાઠિયાવાડની પૂર્વનો ભાગ ભાલને નામે ઓળખાય છે, તેમાં વહેનારી નદીઓનું પાણી ચોમાસામાં ફેલાઈ જઇ જમીન રસાળ કરે છે, આ જમીન કાંપાળ છે. તેમાં ઘઉં, ચણા ને કપાસની પેદાશ સારી થાય છે.

ઉત્તર ગુજરાતમાં આબુ ને આરાસુરના ડુંગરા આવેલા છે, તેમાંથી બનાસ, સરસ્વતી, સાબરમતી, વાત્રક વગેરે નદીઓ નીકળી નૈઋત્ય ભણી વહે છે. આ ભાગ ફળદ્રૂપ છે. ખેડા જિલ્લામાં નડીઆદની આસપાસનો મુલક જે ચરોતરને નામે ઓળખાય છે, તે ઘણોજ ફળદ્રૂપ છે. ઉત્તર ગુજરાતનો જે ભાગ રણને લગતો આવેલો છે તેને થળ કહે છે, તેમાં ખેતીની પેદાશ ઓછી થાય છે, કડી મેસાણાને લગતો પ્રદેશ વહીઆર કહેવાય છે, ત્યાંના બળદ વખણાય છે. વહીઆરની ઉત્તરનો ભાગ તે ચુંવાળ, તેમાં કોળી લોકો ઘણા રહે છે, તે ચુંવાળિયા કોળી કહેવાય છે, પહેલાં તે લુંટફાટ બહુ કરતા,

મધ્ય ગુજરાતમાં પૂર્વ તરફ ચંપાનેર અને રાજપીપળાના ડુંગરો આવેલા છે, તેમાં ઈમારતી લાકડું પુષ્કળ થાય છે; ખેતી ઓછી છે. આ ભાગને મેવાસ કહે છે. મહી અને નર્મદા નદીના ઢાળના પ્રદેશમાં સારી પેદાશ થાય છે. મહી અને ઢાઢરની વચ્ચેનો ભાગ વાકળ, અને ઢાઢર ને નર્મદા નદીની વચ્ચેનો ભાગ કાનમ કહેવાય છે.

દક્ષિણ ગુજરાતમાં તાપી વગેરે ઘણી નદીઓ આવેલી છે, તે પશ્ચિમ ભણી વહી સમુદ્રને મળે છે. આ નદીઓનો મૂળ તરફનો ભાગ પહાડી હોઈ ત્યાં પેદાશ કમતી છે, પણ ચગાના સપાટ વિશાળ પ્રદેશમાં પેદાશ ઘણી સારી થાય છે.

પહાડો:—ગુજરાતમાં મોટા પહાડો નથી પણ નાના ડુંગરોછે. ચોટીલો, બરડો (એમાં આલેચ ને ઓસમના ડુંગરો છે),ગીરનાર, ગીર અને શેત્રુંજો એ કાઠિયાવાડમાં છે; આબુ ને આરાસુર (મહીકાંઠામાં), પાવાગઢ (પંચમહાલમાં), રાજપીપળા (રેવા-કંઠામાં), અને પારનેરા (સુરત જિલ્લામાં) છે.

નદીઓ—(૧). બનાસ:—એ શિરોઈના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે.

(૨). સરસ્વતી:—એ શિરોઈના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે, તેના ઉપર સિદ્ધપુર શહેર છે. આ નદીનો થોડો ભાગ પૂર્વમાં વહે છે, તેને હિંદુ લોકો પવિત્ર માની ત્યાં શ્રાદ્ધ સરાવે છે.

(૩). ફુલકું:—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે, તેના પર ધ્રાંગધ્રા શહેર છે.

(૪). **ભાભણુ:**—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે, તેના પર ટીકર.

(૫). **મચ્છુ:**—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના રણને મળે છે, તેના પર વાંકાનેર, મોરબી ને માળીઆ.

(૬). **આજી:**—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે, તેના પર રાજકોટ ને બાળંભા.

(૭). **ઉંડ:**—એ બરડાના ડુંગરમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે, તેના પર જોડીઆ

(૮). **ભાદર:**—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, તેના પર જસદણ, જેતપુર, ગણોદ, ને નવીબંદર.

(૯). **હીરણ:**—એ ગીર પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે. તેની સાથે કપીલ ને સરસ્વતી નદીનો સંગમ થાય છે. તે સ્થળ પવિત્ર ત્રિવેણી કહેવાય છે. ત્રિવેણીને કાંઠે **પ્રભાસપાટણ** છે, ત્યાં હિંદુ લોકો શ્રાદ્ધ સરાવે છે. ત્રિવેણીને કાંઠે જુનો પીપળો છે, તે નીચે શ્રીકૃષ્ણ ભગવાને દેહ છોડયો હતો, માટે તેને **દેહોત્સર્ગ** કહે છે.

(૧૦). **શીંગવડા:**—એ ગીર પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, તેના પર કોડીનાર.

(૧૧). **ધાંતરવાડી**—એ ગીર પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, તેના ઉપર રાજુલા.

(૧૨). **માલણ:**—એ શેત્રુંજાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના પર મહુવા.

(૧૩). **બગડ:**—એ શેત્રુંજાના ડુંગરમાંથી નીકળી ખંભાતના

અખાતને મળે છે, તેના પર ઠાંડા.

(૧૪). શેત્રુંજીઃ—એ ગીર પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના પર ધારી, પાલીતાણા ને તળાજા.

(૧૫). શુકભાદરઃ—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના પર રાણપુર ને નગનેશ.

(૧૬). સાબરમતીઃ—એ અરવલીના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના પર સાદરા ને અમદાવાદ.

(૧૭). વાત્રકઃ—એ ડુંગરપુર પાસેથી નીકળી સાબરમતી નદીને મળે છે, તેના પર આત્રસુંબા, મહેમદાવાદ ને ખેડા.

(૧૮) મહીઃ—એ માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના પર ખંભાત.

(૧૯). ઢાઢરઃ—એ રેવાકાંઠાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના પર ટંકારીઆ.

(૨૦). નર્મદાઃ—એ સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે, તેના પર ચાણોદ, કર્નાળી, શુકલતીર્થ, ને ભરૂચ. નર્મદાનું બીજું નામ રેવા છે. હિંદુ લોકો તેને પવિત્ર માને છે. એમાંથી શંકરનાં બાણ જડે છે.

(૨૧). તાપીઃ—એ સાતપુડા પર્વતમાંથી નીકળી અરબી સમુદ્રને મળે છે, તેના પર માંડવી, બુરાનપુર, રાંદેર, ને સુરત.

(૨૨). વઢવાણનો ભોગાવોઃ—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળી નળ સરોવરને મળે છે, તેના પર ચોટીલા, મૂળી, ને વઢવાણ.

(૨૩). લીંબડીનો ભોગાવોઃ—એ ચોટીલાના ડુંગરમાંથી નીકળી નળ સરોવરને મળે છે, તેના પર લીંબડી,

**નહેરોઃ**—ગુજરાત પ્રાંતમાં મોટી નહેરો નથી. **હાથમતી તથા ખારી નદીની** નાની નહેરો છે, તે વડે ખેતરોને પાણી આપવામાં આવે છે. કેટલેક ઠેકાણે મોટાં તળાવો બાંધી તેમાંથી નહેરો વાટે ખેતરોને પાણી આપવામાં આવે છે. ગોંડળ સંસ્થાનમાં આવાં બે તળાવ છે. ગોંડળ પાસે વેરીનું ને બીજું **પાનેલીનું.** નહેરો દુકાળના વખતમાં ઘણી લાભકારી છે.

**રણઃ**—કચ્છનું. એમાં રેતી હોય છે, વનસ્પતિ થતી નથી. એમાં મુસાફરી ઉંટ પર થઈ શકે છે. આ રણની અંદર ચોમાસામાં પાણી ભરપૂર હોય છે. અસલ એ સમુદ્રનો ફાંટો કે સરોવર હશે.

**સમુદ્રઃ**—અરબી.

**અખાતઃ**—કચ્છ ને ખંભાતનો.

**બંદરઃ**—વવાણીઆ, જોડીઆ, બેડી, સલાયા, દ્વારકા, પોરબંદર, નવીબંદર, સીલ, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા, ઘોઘા, ભાવનગર, ધોલેરા, ખંભાત, ભરૂચ, સુરત ને વલસાડ.

ગુજરાતનો કિનારો વાંકાચુંકો ન હોતાં સીધો હોવાથી બારે માસ સહીસલામત વહાણો રહી શકે તેવાં બંદર તેને કાંઠે નથી.

**ભૂશિરઃ**—જગતપોઇંટ ( દ્વારકા પાસે ), દીવ.

**બેટઃ**—શંખોદ્ધાર અથવા બેટ, દીવ, શીઆળ અને પીરમ.

**દ્વીપકલ્પઃ**—કાઠિયાવાડ.

**આબોહવાઃ**—ગુજરાતમાં ચોમાસામાં નૈઋત્ય ખુણાનો ભેજવાળો પવન વાદળાં ઘસડી લાવી વરસાદ વરસાવે છે. તેમાં ટાઢ, તાપ, અને વરસાદ દરેક ઋતુમાં જોઇએ તે પ્રમાણમાં પડે છે, પણ તેના ઉત્તર ભાગમાં પાસે રણ હોવાથી અને દરીઓ છેટે હોવાથી ત્યાંની હવા સુકી છે.

**વનસ્પતિઃ**—ડુંગરાળ ભાગમાં વનસ્પતિ ઘણી થાય છે. કાઠિયાવાડના ગીરનારના ડુંગરમાં, ગુજરાતના ઉત્તરના, પંચમહાલના ને રાજપીપળાના ડુંગરોમાં સાગ, સીસમ, વાંસ, વગેરે ઇમારતી લાકડું ઘણું થાય છે. આંબા, આમલી, લીમડા, મહુડા, રાયણ, પીપળા, વડ, વગેરે ઝાડ ગુજરાતમાં ઘણાં થાય છે.

**જાનવરઃ**—જંગલોમાં વાઘ, દીપડા, ચિત્તા, રીંછ, ડુક્કર, સાબર, હરણ, વગેરે જાનવરો જોવામાં આવે છે. ગીરનારના જંગલમાં સિંહ છે. ગાય, ભેંસ, બકરાં, ઘેટાં, વગેરે ગ્રામ્ય પશુ સર્વ ઠેકાણે જોવામાં આવે છે. કાઠિયાવાડી ઘોડા ને કડી પ્રગણાના બળદ વખણાય છે.

**વસ્તીઃ**—ગુજરાત પ્રાંતની વસ્તી કાઠિયાવાડની વસ્તીથી આશરે પોણાચાર ગણી છે. એટલે લગભગ ૯૨ લાખ માણસની છે. તેમાં દેશી રાજ્યોમાં ૪૪ લાખ, ગાયકવાડી રાજ્યમાં ૨૦ લાખ, અને ખાલસા મુલકમાં આશરે ૨૮ લાખ છે.

વસ્તીનો મુખ્ય ભાગ હિંદુ છે, તેથી ઉતરતા મુસલમાન છે. સુરત જિલ્લામાં થોડાઘણા પારસી છે, પંચમહાલ, મહીકાંઠા, અને રેવાકાંઠામાં ભીલ, કોળી, નાયકા, વગેરે અનાર્ય જાતની વસ્તી ઘણી છે; આ ઉપરાંત કેટલાક ખ્રિસ્તિ જોવામાં આવે છે.

**ધર્મઃ**—હિંદુ લોકોમાં કેટલાક શૈવધર્મી છે તે શંકરને પૂજે છે, કેટલાક વૈષ્ણવ છે તે વિષ્ણુ ભક્ત છે, જૈન લોકો તીર્થંકરને માને છે. તેમાં બે ભેદ છે. શ્વેતાંબરી અને દિગંબરી. શ્વેતાંબરી પ્રતિમાને આંગી ચઢાવે છે, દિગંબરી ચઢાવતા નથી.

મુસલમાન લોકો મહમદ પેગંબરને માને છે.

પારસી લોકો જરથોસ્ત પેગંબરને માને છે અને અગ્નિને પૂજે છે.

ભીલ, કોળી, વગેરે અનાર્ય લોકો મેલા દેવને માને છે. તેઓ ઘણુંખરૂં ભૂત, પિશાચ, ખેતરપાળ, દેવી, કાકાબળિયા, વગેરેને પૂજે છે; વળી તેઓ હિંદુના કેટલાક દેવને પણ માને છે.

ખ્રિસ્તિ લોકો જીસસ ક્રાઈસ્ટને માને છે.

ભાષાઃ—ગુજરાત પ્રાંતના લોકની બોલી ગુજરાતી છે. કાઠિયાવાડના કિનારા પરના કેટલાક કચ્છી ભાષા બોલે છે, તે ગુજરાતી અને સિંધી ભાષાનું મિશ્રણ છે. આ ભાષા બોલવામાંજ માત્ર વાપરે છે. કેટલાક મુસલમાન લોકો ઉર્દુ ભાષા બોલે છે.

લોકોનાં લક્ષણઃ—કાઠિયાવાડી લોક શરીરે મજબૂત, તીખા, શોખીન, શાણા, અને બોલવામાં મીઠા છે. અમદાવાદી લોક ઉદ્યોગી, કસરની સાથે કોઠીલા, વિવેકી ને પરગજુ છે. સુરતી લોક શોખીન, નાજુક, વિચિક્ષણ અને સુંદર છે.

ધંધાઃ—લોકોનો મુખ્ય આધાર ખેતી પર છે, તેથી વસ્તીનો મોટો ભાગ ખેતી કરી ગુજરાન ચલાવે છે. પહાડી પ્રદેશ જ્યાં ખેતી કમતી થાય છે, ત્યાં ઢોરચારૂ લોકો ઢોર પાળી ઉછેરે છે; તેની પેદાશપર ગુજરાન ચલાવે છે. બીજા મુખ્ય ધંધા કારીગરી, મજૂરી, વેપાર ને નોકરી છે. બંદરોમાં વસનાર કેટલાક લોકો ખલાસીનો ધંધો કરે છે.

ખેતીની પેદાશમાં જુદી જુદી જાતનાં અનાજ, તેલીબીઆં, ને રૂ છે.

ખનીજ પેદાશમાં કાઠિયાવાડમાં ઘણેખરે ઠેકાણે પત્થર નીકળે છે, તેમાં પોરબંદરનો પત્થર વખણાય છે. રાજપીપળામાં અકીકના પત્થર નીકળે છે, તેને ખંભાતમાં પકવી તેનાં બટન, એરીંગ વગેરે

બનાવે છે. આરાસુરના ડુંગર પાસે દાંતાની ખાણુમાંથી આરસ નીકળે છે. પંચમહાલમાં લોઢું નીકળે છે. દરીઆના પાણીનું ઘણે ઠેકાણે મીઠું પકવવામાં આવે છે, પાટડીના રણમાં ને ખારાઘોડાના કુવામાં, કૂવાના પાણીમાંથી વરાગડું મીઠું પકવે છે.

**હુન્નરી પેદાશમાં** સુતરાઉ, રેશમી ને કસબી વણાટ મુખ્ય છે. અમદાવાદમાં સુતરાઉ કાપડ વણવાની ૫૦ કરતાં વધારે મિલો છે. આ સિવાય સોનારૂપાની કારીગરીઓ, તાંબા પીતળનાં વાસણ, કાચ, સાબુ, માટીનાં વાસણ વગેરે ઘણાંક હુન્નરો કેટલાંક શહેરોમાં છે.

**વેપારના માર્ગો:**—અગાઉ જ્યારે આગગાડી નહોતી ત્યારે ગુજરાતનો વેપાર પગરસ્તે ગાડાં અને પોઠોથી ચાલતો, તેથી ઘણી અગવડ પડતી, વળી તે માલ ચોરાવાનો ભય પણ હતો. હાલ અંગ્રેજ સરકારનું રાજ્ય થવાથી તે ભય મટી ગયો છે. તે સાથે આગગાડી, આગબોટ, અને કાચીપાકી પગરસ્તાની સડકો થવાથી વેપાર ચલાવવાની ઘણી સુગમતા થઇ છે. હાલમાં ચાર રસ્તે ગુજરાતનો વેપાર ચાલે છે. ૧. આગગાડીથી, ૨. વહાણ કે આગબોટથી, ૩ ગાડીથી, ૪. પોઠોથી.

ગુજરાતમાં બૉમ્બે, બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઇંડિઆ રેલવે; રજપુતાના માળવા રેલવે; ભાવનગર, ગોંડલ—પોરબંદર, જુનાગઢ, જેતલસર—રાજકોટ, જામનગર અને મોરબી રેલવે; અને તે સિવાય તેની નાની મોટી શાખા રેલવે થવાથી લાખો રૂપિયાનો માલ દેશાવર મોકલાય છે, ને મંગાવાય છે.

**બૉમ્બે, બરોડા ઍન્ડ સેન્ટ્રલ ઇંડિઆ રેલવેનાં સ્ટેશનો:**—વઢવાણ જંકશન, લખતર, વીરમગામ જંકશન, સાણંદ, અમદાવાદ

જંક્શન, મહેમદાવાદ, નડીઆદ જંક્શન, આણંદ જંક્શન, વડોદરા જંક્શન, મીયાંગામ જંક્શન, ભરૂચ, અંકલેશ્વર, સુરત, સચીન, નવસારી, વલસાડ, વગેરે.

રજપુતાના માળવા રેલવેનાં સ્ટેશનો:—વીરમગામ જંક્શન, મેસાણા, સિદ્ધપુર, પાલણપુર, વગેરે.

ગોધરા રેલવેનાં સ્ટેશનો:—આણંદ જંક્શન, ડાકોર, ડાસરા, ગોધરા, દાહોદ, વગેરે.

નિકાશ:—આપણા પ્રાંતમાંથી મિલોમાં બનતું સુતરાઉ કાપડ, અનાજ, રૂ, ગળી, તેલીબીઆં, ચામડાં, વગેરે માલ પરદેશ જાય છે.

આવક:—આપણા પ્રાંતમાં સુતરાઉ, રેશમી, અને ઉનનું કાપડ, લોઢાનો સામાન, કોલસા, ખાંડ, કેરોસીન, કાચ, દવા, વગેરે માલ પરદેશથી આવે છે.

રાજયતંત્ર:—ગુજરાત પ્રાંતના ઉપરી કમિશ્નર સાહેબ છે.[1] તેમની કચેરી અમદાવાદમાં છે. જિલ્લાઓના કલેકટર સાહેબોના તે ઉપરી છે, તેમના ઠરાવ ઉપર તે સાહેબ અરજી સાંભળે છે. આખા પ્રાંતના પોલિસખાતા પર દેખરેખ રાખવાનું કામ પણ તેમનુંજ છે.

દરેક જિલ્લાના ઉપરી કલેકટર સાહેબ છે. તે પોતાના જિલ્લાની વસુલાત એકઠી કરે છે, ને ખર્ચ થાય તે આપે છે. તે લોકોપયોગી દરેક કામ પર દેખરેખ રાખે છે. તેઓ ફોજદારી અને મહેસુલ સંબંધી

---

૧ ગુજરાત પ્રાંતના કમિશનર સાહેબના તાબામાં થાણા જિલ્લો પણ છે. ગુજરાત પ્રાંત ને થાણા જિલ્લો મળી મુંબઈ ઇલાકાનો ઉત્તર વિભાગ કહેવાય છે.

કામનો ઇન્સાફ પણ કરે છે, આ વખતે તેઓ માજિસ્ટ્રેટ સાહેબ કહેવાય છે.

કલેકટર સાહેબને મદદ કરવાને તેમના હાથ નીચે બે ત્રણ આસિસ્ટંટ કલેકટરો અને એક ડેપ્યુટિ કલેકટર હોય છે. તેઓ પોતાના તાબાના તાલુકાઓની ઉપજ તથા ફોજદારી કામની તપાસ રાખે છે.

તાલુકાના મુખ્ય અધિકારી મામલતદાર હોય છે. તેમને પણ કલેકટરની માફક માજિસ્ટ્રેટનો અખત્યાર હોય છે. તેમના કામ પર આસિસ્ટંટ કલેકટર દેખરેખ રાખે છે.

મામલતદારના તાબામાં ગામડાઓમાં તલાટી હોય છે. તે ગામડાની વસુલાત ઉઘરાવે છે. તે ઉઘરાવવામાં ગામનો મુખી તેને મદદ કરે છે. મુખી પોલિસ પટેલનું કામ પણ કરે છે.

પોલિસ પટેલના ઉપરી ફોજદાર તે તાલુકાના મુખ્ય ગામમાં રહે છે. તેઓ મામલતદારને ફોજદારી કામમાં મદદ કરે છે, ફોજદારના ઉપરી પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ તે જિલ્લાના મુખ્ય શહેરમાં રહે છે.

તાલુકાના લેણદેણ સંબંધી કામકાજ મુનસફ નામે અધિકારી કરે છે, તેમને માથે જિલ્લાના જડજ સાહેબ છે, તે તેમના ઠરાવપર અરજી સાંભળે છે, વળી જડજ સાહેબ ખૂન કરનારા, ધાડ પાડનારા, જુઠી સાક્ષી પૂરનારા, જુઠાં ખત લખનારા, તથા બીજા ભારે ગુન્હા કરનારાઓને માજિસ્ટ્રેટે મોકલ્યા હોય, તેમનો ઇન્સાફ કરે છે.

## પરચુરણ ખાતાં.

કેળવણી ખાતું:—આખા પ્રાંતની કેળવણી ઉપર એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ દેખરેખ રાખે છે. તેઓ કેળવણીના

સુધારા વધારા માટે ઉપાયો કરે છે. તેમના તાબામાં જિલ્લામાં ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર છે, ને તેમને મદદ આપવાને આસિસ્ટંટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર છે. થોડાં વર્ષ થયાં કાઠિયાવાડનાં મોટાં રાજ્યોને સરકારે કેળવણી ખાતું સોંપેલું છે, તેથી તેમણે તેમના રાજ્યમાં નિશાળોની તપાસ માટે જુદા જુદા અધિકારી નીમેલ છે.

**જાહેર બાંધકામ ખાતું**:—જાહેર રસ્તા, પૂલ, તળાવ, ધર્મશાળા, વગેરે સરકારી મકાનો બાંધવાને તથા સમારવાને આ ખાતું છે. આને માટે તાલુકામાં **ઓવરશિયર** હોય છે, જિલ્લામાં **ઇંજિનેર** અને પ્રાંતમાં **વડા ઇંજનેર સાહેબ** હોય છે.

**માપણી ખાતું**:—જમીનની માપણી કરવાને આ ખાતું છે. જમીન માપનારને **મોજણીદાર** કહે છે, અને તેના ઉપરીને **સરવે-સુપરિન્ટેન્ડેન્ટ** કહે છે.

**જંગલખાતું**:—જંગલની દેખરેખ રાખવાને આ ખાતું છે.

**વૈદકખાતું**:—માંદા માણસની સારવાર કરવાને આ ખાતુ છે. તેને માટે તાલુકાના દવાખાનામાં ડાક્ટર હોય છે, તેમના ઉપરી જિલ્લાના મોટા દવાખાનાના ડાક્ટર સાહેબ છે.

**શીતળાખાતું**:—નાનાં બાળકોને શીળી કાઢવાને આ ખાતું છે.

**પોસ્ટખાતું**:—કાગળો, બેંગી, તથા પૈસા એક ઠેકાણેથી બીજે ઠેકાણે પહોંચાડવાને આ ખાતું છે, વળી તે પૈસા વ્યાજે પણ રાખે છે, દરેક મોટા મોટા ગામોમાં પોસ્ટ ઓફિસ છે, તેના ઉપરીને **પોસ્ટ માસ્તર** કહે છે.

મ્યુનિસિપાલ ખાતું:—રસ્તા સાફ રાખવાનું, પાણી છંટાવવાનું, રાત્રે દીવા કરાવવાનું, લોકોની તંદુરસ્તી જાળવવાનું, અને પ્રજાને શરૂઆતની કેળવણી આપવાનું કામ મ્યુનિસિપાલિટીનું છે. ૪૦૦૦ કરતાં વધારે વસ્તીવાળા ગામમાં મ્યુનિસિપાલિટી હોય છે. તે કામ લોકો તરફથી થોડા ને સરકાર તરફથી થોડા નિમાયલા સભાસદો કરે છે. આ ખાતા પર દેખરેખ મામલતદાર કે કલેકટર સાહેબની હોય છે.

લોકલબોર્ડ ખાતું:—સરકાર જમીનપર કર લે છે, તે પર રૂપિયે એક આના મુજબ બીજા પૈસા લઈ લોકલફંડ નામનું ફંડ એકઠું કરે છે. તેમાંથી લોકોના સુખને માટે કેળવણી, રસ્તા, કૂવા, તળાવ વગેરે પાછળ પૈસા ખર્ચવામાં આવે છે. આનો વહીવટ લોકો તરફથી થોડા ને સરકાર તરફથી થોડા નિમાયલા સભાસદો કરે છે. તાલુકા લોકલબોર્ડમાં મુખ્ય ભાગ મામલતદાર લે છે; અને જિલ્લા લોકલબોર્ડમાં મુખ્ય ભાગ કલેકટર સાહેબ લે છે.

## દેશી રાજ્યો.

ગાયકવાડી રાજ્ય—હિંદના નામદાર વાઈસરાય સાહેબની દેખરેખ નીચે છે. તેમની તરફથી વડોદરામાં રેસિડેન્ટ સાહેબ રહે છે.

કાઠિયાવાડ એજન્સિ મુંબઈના નામદાર ગવર્નર સાહેબની દેખરેખ નીચે છે, તેમની તરફથી એજંટ ટુ ધ ગવર્નર સાહેબ રાજકોટમાં રહે છે. બાકીની એજન્સિઓ ગુજરાત પ્રાંતના કમિશ્નર સાહેબની દેખરેખ નીચે છે. પાલણપુર એજન્સિનો પોલિટિકલ એજંટ પાલણપુરમાં અને મહીકાંઠાનો પોલિટિકલ એજંટ સાદરામાં રહે છે.

નાની એજન્સિઓમાં પોલિટિકલ એજંટ જુદો ન રાખતાં પાસેના જિલ્લાના કલેકટરની દેખરેખ નીચે મૂકાય છે અને તે, તે એજન્સિનો પોલિટિકલ એજંટ કહેવાય છે.

**રેવાકાંઠા ને પંચમહાલ** એજન્સિના પોલિટિકલ એજંટ પંચમહાલ જિલ્લાના કલેકટર સાહેબ છે, તે ગોધરામાં રહે છે. **સુરત એજન્સિ**ના પોલિટિકલ એજંટ સુરતના કલેકટર સાહેબ છે. **ખંભાત સંસ્થાન**ના પોલિટિકલ એજંટ ખેડાના કલેકટર. સાહેબ છે.

પોલિટિકલ એજંટો દેશી રાજ્યોને સારી સલાહ આપે છે, અને તેઓ તેમના રાજ્યમાં સારો બંદોબસ્ત રાખે છે કે નહિ તેની દેખરેખ રાખે છે, વળી તેઓ રાજા રજવાડા પાસેથી ખંડણી વસુલ કરી ગાયકવાડ અગર જેને આપવાની હોય તેને પહોંચાડે છે. કોઇ રાજા બાળકુંવર મૂકી મરી જાય તો તેનું રાજ્ય પોતાની દેખરેખ નીચે લઇ સુધારી આપે છે, કોઇ રાજા દેવું મૂકી મરી ગયા હોય તો તે પતાવી દે છે.

**ઇતિહાસ:**—ગુજરાતમાં પ્રથમ રજપુત રાજાઓનું રાજ્ય હતું. છેલ્લા રાજા કરણ વાઘેલા પાસેથી દિલ્હીના પાદશાહ અલ્લાઉદ્દીન ખીલજીએ રાજ્ય જીતી લીધું, ત્યારથી ગુજરાતમાં દિલ્હીના પાદશાહોના સુબાઓ આવતા. દિલ્હીની પાદશાહી નબળી પડતાં ગુજરાતના સુબાઓ સ્વતંત્ર થઇ ગયા, જ્યારે દિલ્હીની ગાદીએ અકબર પાદશાહ થયો, ત્યારે તેણે ગુજરાત જિતી લઇ દિલ્હીની પાદશાહીમાં ભેળી દીધું. મોગલ રાજ્યની પડતીમાં મરાઠા જોરપર આવ્યા, આ વખતમાં ગુજરાતમાં ગાયકવાડી રાજ્ય સ્થપાયું. પેશ્વા સરકારે ગાયકવાડ પાસેથી ભાગ લીધો. પછી જ્યારે પેશ્વાઇ રાજ્ય અંગ્રેજ

સરકારે લીધું, ત્યારે ગુજરાત અંગ્રેજ સરકારના હવાલામાં આવ્યું. **અંગ્રેજ સરકારે** ગાયકવાડ સાથે કરાર કરી કેટલાક મુલકનો અદલો-બદલો કરેલો છે. આ રીતે ગુજરાત પ્રાંત હાલની સ્થિતિએ આવેલ છે.

## કાઠિયાવાડ.

આ મોટો દ્વીપકલ્પ છે. તેનું અસલ નામ **સૌરાષ્ટ્ર** ( સોરઠ ) હતું, પણ જ્યારથી આ પ્રાંતમાં કાઠી લોકોનું જોર વધ્યું, ત્યારથી **કાઠિયાવાડ** નામે ઓળખાય છે.

**સીમાઃ**—ઉત્તરે કચ્છનું રણ, વાયવ્ય ખુણામાં કચ્છનો અખાત, પશ્ચિમે અને દક્ષિણે અરબી સમુદ્ર, અને પૂર્વમાં ખંભાતનો અખાત અને અમદાવાદ જિલ્લો છે.

**વિસ્તારઃ**—પૂર્વ પશ્ચિમ લંબાઇ ૨૦૦ માઇલ, અને ઉત્તર દક્ષિણ પહોળાઇ ૧૭૫ માઇલ છે. ગાયકવાડી અને ફીરંગી સંસ્થાન બાદ કરતાં એનું ક્ષેત્રફળ ૨૦,૫૫૦ ચોરસ માઇલ છે, એટલે ગોંડળ સંસ્થાનથી ૨૦ ગણું છે.

**વસ્તીઃ**—૨૫,૦૦,૦૦૦ માણસની છે, એટલે ગોંડળ સંસ્થાનની વસ્તી કરતાં ૧૫ ગણી છે.

**પહાડોઃ**—(૧). **ચોટીલો**—એ ઝાલાવાડ અને કાઠિયાવાડ પ્રાંતમાં આવેલો છે. આ ડુંગરની આસપાસના ભાગને **પાંચાળ** કહે છે, તેમાં ખેતી બહુ સારી થતી નથી, પણ ઘાસ બહુ નીપજે છે. પાંચાળના ઘોડા વખણાય છે.

(૨). **બર્ડો**—એ હાલાર અને બર્ડા પ્રાંતમાં છે, એમાં ઓસમ ને આલેચના ડુંગરો આવેલા છે. આ ડુંગરમાં વાંસની પેદાશ બહુ થાય છે. ઓસમના ડુંગર પર **માત્રી માતાનું** સ્થાનક છે, **આલેચના**

ડુંગરમાં **બિલેશ્વર મહાદેવની** પ્રસિદ્ધ જગ્યા છે.

(૩). **ગીરનારઃ**—આ પર્વત સોરઠમાં આવેલો છે, તે કાઠિયાવાડમાં સૌથી ઉચો છે, એની ઉંચાઇ ૩૭૦૦ ફુટ છે. એના પર **અંબાજી માતા, ગુરૂદત્તાત્રય** અને **ગોરખનાથ** એ હિંદુઓનું, **નેમનાથ** એ જૈન લોકોનું, **દાતાર** એ મુસલમાન લોકોનું જાત્રાનું ઠેકાણું છે. આ ડુંગર પર સુગંધીદાર વનસ્પતિ ઘણી થાય છે.

(૪). **ગીરઃ**—આ પર્વત સોરઠમાં આવેલ છે. તેનું જંગલ ૩૦ માઇલ લાંબું ને ૧૦ માઇલ પહોળું છે, તેમાં ઘાસ પુષ્કળ થાય છે માટે રબારી લોકો ઘણા રહે છે. ગીરમાં ઇમારતી લાકડું, ઘી, મધ, અને મીણની પેદાશ વિશેષ છે. હિંદુસ્તાનમાં સિંહ ફક્ત ગીરના જંગલમાં જોવામાં આવે છે; આ જંગલમાં **તુળશીશ્યામ** જાત્રાનું ઠેકાણું છે, ત્યાં ઉના પાણીના કુંડ છે. **પ્રાચી**ની જુની જગ્યા પણ આ ડુંગરમાં છે.

(૫). **શેત્રુંજોઃ**—આ ડુંગર ગોહેલવાડમાં આવેલો છે. તેની ઉંચાઈ ૧૫૦૦ ફુટ છે. એનાપર જૈન લોકોએ લાખો રૂપિઆ ખરચી સુંદર દહેરાં બંધાવેલાં છે. સૌથી શ્રેષ્ઠ **આદિનાથ ભગવાનનું** છે. હજારો શ્રાવક લોકો ત્યાં જાત્રાએ આવે છે.

**કચ્છના રણને મળનારી નદીઓઃ**—ફલકું, બાંભણુ, મચ્છુ.

**કચ્છના અખાતને મળનારી નદીઓઃ**—ઘોડાદ્રોઇ, આજી, ઉંડ, રંગમતી, રામાંવતી અને ઘી.

**અરબી સમુદ્રને મળનારી નદીઓઃ**—ભાદર, હીરણ, શીંગવડો, ધાંતરવાડી.

**ખંભાતના અખાતને મળનારી નદીઓઃ**—માલણ, બગડ, શેત્રુંજી, કાળુભાર, સુકભાદર.

**નળ સરોવરને મળનારી નદીઓ:**—લીમડીનો ભોગાવો, વઢવાણનો ભોગાવો.

**રણ:**—કચ્છનું. **સમુદ્ર:**—અરબી. **અખાત:**—કચ્છનો ને ખંભાતનો.

**બંદર:**—નવાણીઆ, જોડીઆ, બેડી, સલાયા, દ્વારકા, પોરબંદર, નવીબંદર, સીલ, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા, ભાવનગર.

આ બંદરોનો વેપાર પ્રથમ વહાણ રસ્તે ચાલતો, હાલમાં આગબોટો થવાથી વેપાર અને મુસાફરીની વધારે સુગમતા થઇ છે. મુંબઈથી નીકળેલી આગબોટ ભાવનગર, મહુવા, જાફરાબાદ, વેરાવળ, પોરબંદર, દ્વારકા, માંડવી (કચ્છ) થઈ કરાંચી જાય છે. વળી આગબોટ અને રેલવે કંપનીઓ જોડાઇ જવાથી વેપારીઓને આગબોટ રસ્તેથી રેલવે મારફત માલ મંગાવવો સુગમ થઇ પડ્યો છે.

**ભૂશિર:**—જગત્પોઇંટ, દીવ.

**બેટ:**—શંખોદ્ધાર અથવા બેટ, દીવ, શીઆળ, પીરમ.

**વઢવાણ જંક્શનથી ભાવનગર સુધીનાં રેલવે સ્ટેશનો:**-વઢવાણ જંકશન, વઢવાણ શહેર, લીંબડી, ચુડા, રાણપુર, બોટાદ, ધોળા જંકશન, સોનગઢ, શિહોર જંકશન, ભાવનગર.

**ધોળા જંકશનથી પોરબંદર સુધીનાં સ્ટેશનો:**—ધોળા જંકશન, લાઠી, ચિતળ, જેતપુર, જેતલસર જંકશન, ધોરાજી, સુપેડી, ઉપલેટા, ખાખીજાળિયા, ભાયાવદર, પાનેલી, જામજોધપુર, રાણાવાવ અને પોરબંદર.

**જામનગરથી વેરાવળ સુધીનાં સ્ટેશનો:**—જામનગર, પડધરી, રાજકોટ જંક્શન, રીબડા, ગોંડળ, વીરપુર, નવાગઢ, જેતલસર

જંક્શન, વડાળ, જુનાગઢ જંક્શન, શાહપુર જંક્શન, કેસોદ, હાટીના માળીયા, વેરાવળ.

**વઢવાણ જંક્શનથી રાજકોટ સુધીનાં સ્ટેશનો:**—વઢવાણ જંક્શન, મૂળી, વાંકાનેર જંક્શન, રાજકોટ જંક્શન.

**કાઠિયાવાડમાં નીપજ:**—બાજરી, જુવાર, ઘઉં, કઠોળ, તેલીબીઆં, શેરડી, અને રૂ.

**ખનીજ પેદાશ:**—પત્થર, મીઠું.

**નિકાસ:**—પોરબંદરી પત્થર, ઘી, રૂ, તેલીબીઆં, અનાજ.

કાઠિયાવાડમાં નાનાં મોટાં ૧૯૩ સંસ્થાન છે. અંગ્રેજ સરકારે તેમને લાયકાત પ્રમાણે હક્ક આપેલા છે, તેમાં બધાં મળી ૪૫૧૧ ગામ છે.

## વર્ગવાર તાલુકા.

### પહેલો વર્ગ.

| સંસ્થાન. | રાજકર્ત્તાની જાત. | રાજકર્ત્તાના ઇલ્કાબ. |
|---|---|---|
| ૧. જુનાગઢ. | બાબી મુસલમાન. | નવાબ સાહેબ. |
| ૨. જામનગર. | જાડેજા રજપુત. | જામ સાહેબ. |
| ૩. ભાવનગર. | ગોહેલ રજપુત. | મહારાજા સાહેબ. |
| ૪. પોરબંદર. | જેઠવા રજપુત. | રાણા સાહેબ. |
| ૫. ધ્રાંગધ્રા. | ઝાલા રજપુત. | રાજ સાહેબ. |
| ૬. મોરબી. | જાડેજા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૭. ગોંડળ. | જાડેજા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૮. જાફરાબાદ. | હબશી મુસલમાન. | નવાબ સાહેબ. |

ઉપલાં સંસ્થાનોને દીવાની તથા ફોજદારી કામમાં કુલ અખ્ત્યાર છે.

## બીજો વર્ગ.

| | | | |
|---|---|---|---|
| ૧. | વાંકાનેર. | ઝાલા રજપુત. | રાજ સાહેબ. |
| ૨. | પાલીતાણા. | ગોહેલ રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૩. | ધ્રોળ. | જાડેજા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૪. | લીંબડી | ઝાલા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૫. | રાજકોટ. | જાડેજા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૬. | વઢવાણ. | ઝાલા રજપુત. | ઠાકોર સાહેબ. |

ઉપલાં સંસ્થાનોને ફોજદારી કામમાં મોતની શિક્ષા માટે પોલિટિકલ એજન્ટની મંજૂરી માગવી પડે છે. અને દીવાની કામમાં કુલ અખત્યાર છે.

## ત્રીજો વર્ગ.

| | | | |
|---|---|---|---|
| ૧. | વળા. | ગોહેલ રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૨. | લખતર | ઝાલા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૩. | બાંટવા. | બાબી મુસલમાન. | બાબી સાહેબ. |
| ૪. | જસદણ. | ખાચર કાઠી. | તાલુકદાર સાહેબ. |
| ૫. | સાયલા. | ઝાલા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૬. | ચુડા. | ઝાલા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૭. | જેતપુર.* | વાળા કાઠી. | તાલુકદાર સાહેબ. |

* કાઠીઓમાં ભાઇએ ભાગ વહેંચવાનો ધારો હઈ જેતપુરમાં ૧૫ તાલુકદારો થયા છે, હાલમાં સરકારે વડા કુંવરને રાજ્ય આપવાનો ધારો કર્યો છે. જેતપુરમાં સૌથી મોટો ભાગ બાવાવાળાનો રૂપિયે ત્રણ આના છે, તે વડીઆમાં રહે છે. લખમણવાળાનો બે આના

ઉપલાં સંસ્થાનોને ફોજદારી કામમાં સાત વર્ષ સુધીની સખ્ત કેદ અને રૂપિયા દશ હજાર સુધીનો દંડ, તથા દીવાની કામમાં ૨૦ હજાર રૂપિયા સુધીના દાવા ચૂકવવાનો અખત્યાર છે.

## ચોથો વર્ગ.

| | | |
|---|---|---|
| ૧. મૂળી. | પરમાર રજપૂત. | ઠાકોર સાહેબ. |
| ૨. લાઠી. | ગોહેલ રજપૂત. | ઠાકોર સાહેબ. |
| ૩. બજાણા. | મલેક મુસલમાન. | મલેક સાહેબ. |
| ૪. વીરપુર. | જાડેજા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૫. કોટડા સાંગાણી. | જાડેજા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૬. માળીયા. | જાડેજા રજપુત. | ઠાકોર સાહેબ. |
| ૭. પાટડી. | કણબી. | દેસાઈ સાહેબ. |

ઉપલાં સંસ્થાનોને ફોજદારી કામમાં ત્રણ વર્ષ સુધી સખ્ત કેદ, અને રૂપિયા પાંચ હજાર સુધીનો દંડ, તથા દીવાની કામમાં ૧૦ હજાર રૂપિયા સુધીના દાવા ચૂકવવાનો અખત્યાર છે.

**પાંચમા વર્ગનાં સંસ્થાનોને** ફોજદારી કામમાં બે વર્ષ સુધીની કેદ અને ૧ હજાર રૂપિયા સુધી દંડ કરવાનો, તથા દીવાની કામમાં રૂપિયા પાંચ હજાર સુધીના દાવા ચૂકવવાનો અખત્યાર છે.

**છઠ્ઠા વર્ગનાં સંસ્થાનોને** ફોજદારી કામમાં ત્રણ માસ સુધીની કેદ અને ૨૦૦ રૂપિયા સુધી દંડ કરવાનો, અને દીવાની કામમાં

---

**ભાગ છે તે થાણાદેવળી રહે છે. આ બંને તાલુકદારોને ત્રીજા વર્ગનો અધિકાર છે. મુળુવાળાનો બે આના ભાગ છે તે પીઠડીઆમાં રહે છે, તેમને ચોથા વર્ગનો અધિકાર છે. નાજાવાળાને ચોથા વર્ગનો અધિકાર છે, તે બીલખામાં રહે છે.**

રૂપિયા ૫૦૦ સુધીના દાવા ચૂકવવાનો અખત્યાર છે.

**સાતમા વર્ગનાં સંસ્થાનોને** ફોજદારી કામમાં ૧૫ દિવસ સુધીની કેદ અને દીવાની કામમાં બિલકુલ અખત્યાર નથી.

કાઠિયાવાડ એજન્સિની દેખરેખ એજન્ટ ટુ ધ ગવર્નર સાહેબ રાખે છે, તેમને મદદ કરવાને નીચેના ૪ પ્રાંતમાં એકેક પોલિટિકલ એજન્ટ સાહેબ રહે છે.

૧. **ઝાલાવાડ પ્રાંતમાં**—સ્ટેશન વઢવાણ કેમ્પ.

૨. **ગોહેલવાડ પ્રાંતમાં**—સ્ટેશન સોનગઢ.

૩. **સોરઠ પ્રાંતમાં**—સ્ટેશન જેતલસર.

૪. **હાલાર પ્રાંતમાં**—સ્ટેશન રાજકોટ.

ચારે પ્રાંતમાં નીચે મુજબ સરકારી થાણાં છે.

**ઝાલાવાડ પ્રાંતમાં:**—વઢવાણ કેમ્પ, ચોટીલા, ભોઇકા, દસાડા, વીઠલગઢ અને પાળીઆદ.

**ગોહેલવાડ પ્રાંતમાં:**—સોનગઢ, ચમારડી, ચોક,ડાંડા,ને બાબરા.

**સોરઠ પ્રાંતમાં:**—જેતલસર, બગસરા, લાખાપાદર ને ઉંડાણુ.

**હાલાર પ્રાંતમાં:**—રાજકોટ, માળીઆ, ધ્રાફા, લોધીકા ને મૂળીલા.

અંગ્રેજ સરકારે રાજ્યના બંદોબસ્ત માટે ૪ ભાગ કરેલા છે પણ રાજ્યકર્ત્તાની જાત વગેરે પરથી તેના દશ ભાગ છે. ૧. ઝાલાવાડ, ૨. ગોહેલવાડ, ૩. ઉંડસરવૈયાવાડ, ૪. બાબરીઆવાડ, ૫. કાઠિયાવાડ, ૬. સોરઠ, ૭. બર્ડો, ૮. હાલાર, ૯. મચ્છુકાંઠો, ૧૦. ઓખામંડળ. આ દશ ભાગ પૈકી ઝાલાવાડને ઝાલાવાડ પ્રાંતમાં; ગોહેલવાડ અને ઉંડસરવૈયાવાડને ગોહેલવાડ પ્રાંતમાં; બાબરીઆવાડ, કાઠિયાવાડ અને

સોરઠને સોરઠ પ્રાંતમાં; અને હાલાર ને મચ્છુકાંઠાને હાલાર પ્રાંતમાં સરકારે ગોઠવ્યા છે. ઓખામંડળ તો ગાયકવાડ સરકારના અમરેલી પ્રાંતમાં ગણાય છે.

## ઝાલાવાડ પ્રાંત.

આ પ્રાંતમાં ઝાલા રજપુતોનું રાજ્ય હોવાથી તેનું નામ ઝાલાવાડ પાડેલું છે.

**પર્વત**:—ચોટીલો.

**નદી**:—શુકભાદર, લીંબડીનો ભોગાવો, વઢવાણનો ભોગાવો, ફુલકું, બ્રાંભણુ, ને મચ્છુ.

**રણ**:—પાટડીનું. **સરોવર.**—નળ (આવળી પાસે).

**શાખા રેલવે**:—વઢવાણ જંકશનથી ધ્રાંગધ્રા જાય છે, ને વીરમગામ જંકશનથી પાટડી થઈ ખારાઘોડા જાય છે.

**નીપજ**:—બાજરી, જુવાર, ઘઉં, કઠોળ, કપાસ.

**ખનીજ પેદાશ**:—મીઠું ને પત્થર.

**સંસ્થાન**:—ધ્રાંગધ્રા, લીંબડી, વઢવાણ, વાંકાનેર, લખતર, સાયલા, ચુડા, બજાણા, વગેરે.

**જાણીતાં સ્થળો**:—વઢવાણ કેમ્પમાં તાલુકદારી આસિયા સ્કૂલ તથા કાપડની મિલ છે. **ધ્રાંગધ્રા, લીંબડી, વાંકાનેર** ને **વઢવાણમાં** હાઇસ્કૂલ છે. **ધ્રાંગધ્રા** (વસ્તી ૧૪,૯૦૦) ના પત્થર, **પાટડી** ને **કુડાનું** વરાગડું મીઠું, **લીંબડી** (૧૧,૦૦૦) ને **સાયલાની** સુડીઓ, **વઢવાણ** (વસ્તી ૧૫,૫૦૦) નો પત્થર ને સાબુ, **થાનનાં** માટીનાં વાસણ, **ચુડાના** લોઢાના દેશી કાંટા, અને **ભાલના** ઘઉં વખણાય છે. **મૂળીમાં** સ્વામિનારાયણનું ધામ છે. **સાયલામાં** રામચંદ્રજીનું દેવળ

છે. તે ત્યાંના વાણીઆ લાલાભગતે બંધાવેલ છે, આથી સાયલા ભગતનું ગામ કહેવાય છે. ઝીંઝુવાડાના કિલ્લાની કારીગરી સરસ છે, તે સિદ્ધરાજના પ્રધાને બંધાવેલ છે.

**વિશેષ હકીકતઃ**—ઝાલાવાડની ઉત્તરનો ભાગ જે કચ્છના રણને લગતો આવેલ છે, તેને **રણકાંઠો** કહે છે. તેમાં ઉનાળામાં ઘણી ગરમી પડે છે, ને પવનનાં તોફાન થઇ રેતી ઘણી ઉડે છે; ઝાલાવાડનો પૂર્વભાગ **નળકાંઠો** કહેવાય છે. તેમાં બીર, થેગ, ને શડાં થાય છે. બીરની ગાંઠો સૂકવી દળીને ગરીબ લોક તેના રોટલા કરી ખાય છે. થેગ મીઠી હોય છે, ફરાળમાં તેનો શીરો કરી ખાય છે; લીંબડી સંસ્થાનને લગતો ભાગ **ભાલ** કહેવાય છે; ચોટીલાની આસપાસનો ભાગ **પાંચાળ** કહેવાય છે.

## ગોહેલવાડ પ્રાંત.

આ પ્રાંતમાં ગોહેલ રજપુતનું રાજ્ય હોવાથી આ પ્રાંતનું નામ ગોહેલવાડ પડયું છે.

**પર્વતઃ**—શેત્રુંજો. એના ઉપર શ્રાવક લોકોએ લાખો રૂપિયા ખરચી રૂપાળાં દહેરાં બાંધ્યાં છે.

**નદીઃ**—ધાંતરવાડી, માલણ, બગડ, શેત્રુંજી, કાળુભાર ને ઘેલો.

**શાખા રેલવેઃ**—શિહોરથી પાલીતાણા જાય છે, ને ઢસાથી કુંડલા જાય છે.

**નીપજઃ**—બાજરી, જુવાર, ઘઉં, કપાસ, શેરડી, વગેરે.

**સંસ્થાનઃ**—ભાવનગર, પાલીતાણા, વળા, લાઠી, વગેરે.

**જાણીતાંસ્થળો—ભાવનગર શહેર** (વસ્તી ૬૦,૦૦૦) આખા કાઠિયાવાડમાં વેપારમાં સરસ ગણાય છે. તે ઇ. સ. ૧૭૪૨ માં ભાવસિંહજીએ વસાવ્યું હતું. તેમાં મહાવિદ્યાલય ( આર્ટ્સ કૉલેજ ),

એક હાઇસ્કુલ, અને એક મિલ છે. **મહુવામાં** રમકડાં સારાં થાય છે. માલણ નદીમાંથી નહેર આણી મહુવામાં બગીચો ઘણો સારો બનાવ્યો છે. તેમાં આંબા, નાળિએરી, વગેરેનાં મળી ૪૦ હજારથી વધારે ઝાડ છે. **શિહોર** તાંબા પિત્તળનાં વાસણને માટે પ્રખ્યાત છે. આ શહેરમાં છીકણી સારી થાય છે. **કુંડલા** ઢોલીઆ ને લોઢાના કાંટાને માટે પ્રખ્યાત છે. **બોટાદમાં** પટારા સારા થાય છે. **રાજુલા** પાસે **પીપાવાવમાં** કાળી ભક્ત પીપો થઇ ગયો છે. **તળાજા** પાસેના ડુંગરમાં જુના વખતમાં **એભલ**વાળાએ મોટી ગુફાઓ બંધાવેલી છે, એક ગુફામાં ખોડીઆર માતા છે. **લીલીઆ**માં ધોળી શેરડી સારી થાય છે. ગઢડામાં સ્વામિનારાયણનું મોટું ધામ છે. **ગોપનાથ** હવા ખાવાની જગ્યા છે.

**પાલીતાણા** શેત્રુંજાના ડુંગરને લીધે પ્રખ્યાત છે.

**વળા** પાસે વલ્લભીપુર શહેરનું ખંડેર છે.

**વિશેષ હકીકત:**—લીલીઆની આસપાસનો ભાગ **ખારાપાટ**ને નામે ઓળખાય છે. તેમાં શેરડી, મરચાં ને કપાસની પેદાશ સારી થાય છે. શેત્રુંજી નદીની દક્ષિણનો ભાગ **વાળાક** નામે ઓળખાય છે, તેમાં ફળદ્રૂપ ઝાડ ને ઘાસની પેદાશ ઘણી છે. વાળાકની ભેંસો વખણાય છે.

## ઉંડસરવૈયાવાડ.

આ પ્રાંતની જમીન ઉંડી હોવાને લીધે તથા સરવૈયા રજપુતનું શાજ્ય હોવાને લીધે ઉંડસરવૈયા નામ પડયું છે.

**નદી:**—અગડ.

**નીપજ:**—બાજરી, જુવાર, ઘઉં, કઠોળ ને કપાસ.

**સંસ્થાનઃ**—ડાકા, ગણુઘોળ, ચોક, વગેરે.

## બાબરીઆવાડ.

આ પ્રાંતમાં બાબરીઆ કાઠીનું રહેઠાણુ હોવાથી બાબરીઆવાડ નામ પડયું છે.

**નદીઃ**—ધાંતરવાડી.

**નીપજઃ**—બાજરી, જુવાર, કઠોળ, ઘી, કપાસ.

**નિકાસઃ**—જાફરાબાદ બંદરેથી ઘી પરદેશ ઘણું જાય છે.

**સંસ્થાનઃ**—જાફરાબાદ એ હબશીનું છે, ડેડાણુ.

## કાઠિયાવાડ.

આ પ્રાંતમાં કાઠીઓનું રાજ્ય હોવાથી કાઠિયાવાડ નામ પડયું છે.

**પર્વતઃ**—ચોટીલો.

**નદીઃ**—ભાદર, શેત્રુંજો, શુકભાદર.

**નીપજઃ**—બાજરી, ઘઉં, કઠોળ, કપાસ, દેશી ગોળ.

**સંસ્થાનઃ**—જસદણુ, જેતપુર, બીલખા, બગસરા, વસાવડ.

**ગાયકવાડનાં ગામઃ**—અમરેલી અને ધારી.

**જાણીતાં સ્થળઃ**—બીલખાના ઢોલીઆ ને ધાબળા, અને ધારીનો ઘોડાનો સામાન અને તરવારનાં મ્યાન વખણાય છે. બગસરામાં દેશી રંગાટ ને વણાટ કામ સારૂં થાય છે. શગાળશા શેઠનાં જીર્ણ મકાન બીલખામાં છે.

## સોરઠ પ્રાંત.

કાઠિયાવાડ એજન્સિનું અસલ નામ સૌરાષ્ટ્ર (સોરઠ) હતું. આજે પણ જુનાગઢ, દીવ, અને કોડીનારનો મુલક સોરઠ નામથી ઓળખાય છે.

**પર્વતઃ**—ગીરનાર અને ગીર. ગીરનાર પર્વત પર હિંદુ અને

શ્રાવક લોકોનાં દહેરાં છે.

**નદી:**—ભાદર, ઓઝત, હીરણ, શીંગવડો.

**શાખા રેલવેની:**—શાહપુર જંકશનથી બાંટવા જાય છે, ને જુનાગઢથી બીલખા થઈ વીસાવદર જાય છે.

**નીપજ:**—બાજરી, કઠોળ, શેરડી અને કપાસ.

**સંસ્થાન:**—જુનાગઢ, બાંટવા, અમરાપુર, માંગરોળ.

**ગાયકવાડી સંસ્થાન:**—કોડીનાર.

**ફીરંગી સંસ્થાન:**—દીવ તેમાં લીલોતરી બહુ થાય છે. દીવમાં કચકડાં ને દેશી રંગાટ સારો થાય છે.

**જાણીતાં સ્થળો:**—૧. **જુનાગઢ શહેર** (વસ્તી ૩૫,૪૦૦) આ શહેર ગીરનારની તળેટીમાં આવેલું છે. આમાં મહા વિદ્યાલય (આર્ટ્સ કૉલેજ), હાઇસ્કૂલ, મહાબત મદ્રેસા, બહાદુરખાં પુસ્તકાલય, નવાબ સાહેબનો મહેલ, મકરબો, જુમામસજીદ, નરસિંહ મહેતાનો ચોરો, વગેરે મકાનો જોવા લાયક છે. શહેર બહાર સરદારબાગ ને નજરબાગ જોવા જેવા છે. શહેરના ઇશાન ખુણામાં એક ટેકરી પર જુનો કિલ્લો છે, તેને ઉપરકોટ કહે છે. તેમાં મહમદ બેગડાની બંધાવેલી મસજીદ, અડીચડીવાવ, નોંઘણ કૂવો, અને ખાપરા-કોડીઆની ગુફાઓ જોવા લાયક છે. શહેરની ઉગમણી બાજૂએ ગીરનારની તળેટીમાં અશોક રાજાના કોતરાવેલા **જુના લેખો** છે. તેના રક્ષણાર્થે નવાબ સાહેબે તે પર મકાન બંધાવેલું છે.

ગીરનારના રસ્તા પર **દામોદર કુંડ** આવે છે, તેમાં નહાઇને લોકો દામોદરજીનાં દર્શન કરે છે. તળેટીમાં **ભવનાથ મહાદેવની** જગ્યા છે. મહાશિવરાત્રિપર ત્યાં મેળો ભરાય છે. ગીરનાર પર

**નેમનાથ ભગવાનનું** દહેરૂં ને પગલાં છે. ત્યાં શ્રાવક લોકો જાત્રાએ આવે છે. બીજાં શિખરો પર **અંબાજીમાતા, ગોરખનાથ, ગુરૂદત્તાત્રય, ઓઘડનાથ, કાળકા માતા** વગેરે જાત્રાનાં ઠેકાણાં છે. દાતારના ડુંગર પર જમીયલશાહ પીરનો ચિલ્લો છે. ત્યાં મુસલમાન તથા હિન્દુ લોકો માનતાએ આવે છે.

રાજકર્ત્તા **નવાબ સાહેબ** કહેવાય છે. કાઠિયાવાડમાં સઘળાં રાજ્યોમાં આ રાજ્ય પહેલાં નંબરનું ગણાય છે, ઘણાંખરાં રાજ્યો તેને **ખંડણી** આપે છે તે **જોરતલબી** કહેવાય છે, તે અંગ્રેજ સરકાર વસુલ કરી સોરઠ સરકારને આપે છે.

**૨. વંથળીમાં સુરજકુંડ, વામનજીની જગ્યા, કપિલાશ્રમ** એ હિંદુલોકોનાં જાત્રાનાં ઠેકાણાં છે, ને **શીતળનાથજી**ની જાત્રાએ ઘણા શ્રાવક લોકો આવે છે. ૩. **કુતિયાણામાં** દેશી વણાટ સારો થાય છે. ૪. **સીલ** બંદરમાં રતાળું (સકરકંદ) સારાં થાય છે. **૫. માંગરોળના શેખસાહેબને** તાબે ૨૩ ગામ છે, તે જુનાગઢના નવાબ સાહેબના તાબામાં રહી બીજા વર્ગનો અધિકાર ભોગવે છે. આ શહેરની મસજીદ જોવા જેવી છે. તેને લોકો ભાણુ જોઠવાની ચોરી કહે છે. શહેરમાં સુખડ અને હાથીદાંતની કારીગરીવાળી પેટીઓ સારી થાય છે. માંગરોળ હવા ખાવાનું સ્થળ છે. ૬. **ચોરવાડમાં** પહેલાં નાગરવેલનાં પાન ઘણાં સારાં થતાં, હાલ થોડાં થાય છે. **૭. હાટીના માળીઆમાં** કેરીઓ સારી થાય છે. ૮. **વેરાવળમાં** ધોળી ડુંગળી સારી થાય છે. હવા ખાવાનું સ્થળ છે. **૯. પ્રભાસપાટણમાં સોમનાથ મહાદેવનું** દહેરૂં છે. તેને મુસલમાન લોકોએ ઘણી વખત ભાંગી નાંખ્યું હતું. હાલનું દહેરૂં ઇંદોરનાં રાણી અહ-

લ્યાણબાઇએ બંધાવેલું છે. ૧૦. પ્રાચીમાં કુંડ તથા પીંપળો છે. કુંડમાં માધવરાયની મૂર્ત્તિ છે. અહીં હિંદુ લોકો શ્રાદ્ધ સરાવે છે. ૧૧. તુળશીશ્યામમાં ઉના પાણીના કુંડ છે. ૧૨. ઉના એવડા કિલ્લાવાળું છે. ત્યાં નરસિંહ મહેતાની દીકરી કુંવરબાઇનું મામેરૂં ભર્યું હતું.

**વિશેષ હકીકત:**—ગીર પર્વતની દક્ષિણના દરિયાકિનારા સુધીના ભાગને **નાઘેર** કહે છે. તેમાં નદીઓનો કાંપ ઠરવાથી વરસમાં ત્રણવાર પાક ઉતરે છે. ઉનાળામાં જુવાર પાકે છે, તેથી ખરે ઉનાળે એ ભાગ લીલોછમ દેખાય છે. નાઘેરમાં મુખ્ય પેદાશ બાજરી, જુવાર ને શેરડીની છે. ભાદર ને ઓઝતના કાંઠાના પ્રદેશને ઘેડ કહે છે તે નીચો મુલક હોવાથી તેમાં નદીઓનાં પૂર ફેલાઇ જાય છે; માટે આ ભાગમાં ચોમાસુ પાક સારો થતો નથી, પણ શિયાળુ ને ઉનાળુ પાક સારો થાય છે; ઘેડમાં વરસાદ ન હોય પણ આ બે નદીના મૂળ તરફ વરસાદ હોય, તો રેલને લીધે આ ભાગમાં અનાજ પાકી શકે છે.

## બર્ડો પ્રાંત.

આ પ્રાંતમાં બર્ડો પર્વત હોવાથી બર્ડો નામ પડયું છે.

**પર્વત:**—બર્ડો.

**નદી:**—ભાદર ને ઓઝત.

**નીપજ:**—બાજરી, જુવાર, કઠોળ, અને કપાસ.

**નિકાસ:**—પોરબંદરી પત્થર અને ઘી.

**સંસ્થાન:**—પોરબંદર. **પોરબંદર** શહેરની વસ્તી ૨૪,૮૦૦ માણસની છે. એનું બીજું નામ **સુદામાપુરી** છે, કેમકે ત્યાં શ્રી કૃષ્ણના મિત્ર સુદામાજીનું પ્રસિદ્ધ મંદિર છે. માધવપુરમાં માધવ-

રાયનું મંદિર છે. રૂક્મિણીજીને શ્રી કૃષ્ણ અહીં પરણ્યા હતા. મધુવનમાં રૂક્મિણીજીનું મંદિર, ચોરી, માયરાં વગેરે છે.

**વિશેષ હકીકત:**—બર્ડા પ્રાંતની ભેંસો વખણાય છે.

## હાલાર પ્રાંત.

આ પ્રાંતનું નામ જાડેજાશ્રી હાલાજીના નામ પરથી હાલાર પડયું છે.

**પર્વત:**—બર્ડો.

**નદી:**—આજી, ઉંડ, રંગમતી, રામાવતી, ઘી, ભાદર (ભાદરને ગોંડલી, ચાંપરવાડી, ફોફળ, મોજ અને વીણુ નદી મળે છે).

**નીપજ:**—બાજરી, જુવાર, ઘઉં, કઠોળ, કપાસ ને ગોળ.

**ખનીજ પેદાશ:**—બર્ડા પર્વતમાંથી આરસ ને લોખંડ નીકળે છે. ખંભાળીઆમાં તાંબુ નીકળે છે.

**સંસ્થાન:**—જામનગર, ગોંડળ, રાજકોટ, ધ્રોળ, ધ્રાફા, વીરપુર, ને કોટડા સાંગાણી.

**જાણીતાં સ્થળો:**—**નવાનગર** ( વસ્તી ૫૪,૦૦૦ ), ત્યાંના રાજા જામસાહેબ કહેવાય છે, તેપરથી તેને **જામનગર** પણ કહે છે. તેની પાસેના દરિયામાંથી મોતી નીકળે છે. જામનગરનું કંકુ, બાંધણી, બંદુક, સોયરો, મોતી અને કસબ વખણાય છે; જામ સાહેબ જાડેજા રજપુતોમાં શિરોમણી ગણાય છે. જામનગરમાં એક હાઇસ્કૂલ છે. **ગોંડળ** ( વસ્તી ૧૫,૧૦૦ ) એમાં ગ્રાસિયા કૉલેજ અને એક હાઇસ્કૂલ છે. ગોંડળમાં બાઈસાહેબબા નિરાશ્રિતગૃહ, ભગવતસિંહજી બાલાશ્રમ, સગ્રામજી હાઇસ્કૂલ, મોંઘીબા હાઇસ્કૂલ, ઇસ્પિતાલ, હજૂર બંગલો, નવલખો વગેરે મકાન જોવા લાયક છે. **રાજકોટ** ( વસ્તી ૩૫,૦૦૦) એમાં રાજકુમાર કૉલેજ, હાઇસ્કૂલ, મેલ ટ્રેનિંગ કૉલેજ

ને ફીમેલ ટ્રેનિંગ કૉલેજ છે. રાજકોટનો દરબારહૉલ ને વૉટસન સંગ્રહસ્થાન જોવા લાયક છે. ધોરાજી ( વસ્તી ૨૪,૧૧૬ ) ના ડોશીઆ ને ધાબળા વખણાય છે. વીરપુર અહીં લુહાણા જલોભક્ત પ્રખ્યાત થઈ ગયા, તેમની પ્રતિષ્ઠા લોકમાં એટલી બધી હતી કે "કાં જલા કાં અલા." બાલાચડી હવા ખાવાનું સ્થળ છે.

## મચ્છુકાંઠો.

આ પ્રાંતમાં મચ્છુ નદી આવવાથી તેનું નામ મચ્છુકાંઠો પડયું છે.

નદી:—મચ્છુ, ઘોડાધ્રોઇ.

નીપજ:—બાજરી, જુવાર, કઠોળ ને કપાસ.

સંસ્થાન:—મોરબી, માળીઆ.

જાણવા લાયક સ્થળ:—મોરબી (વસ્તી ૧૪,૯૦૦) એના બજારની બાંધણી, ટાવર, અને ઝોલાપૂલ જોવાલાયક છે. મોરબીમાં એક હાઇસ્કૂલ છે, વાંકાનેર જંકશનથી મોરબી સુધી રેલવે છે, અને મોરબીથી વવાણીઆ બંદર સુધી ટ્રામ્વે છે.

## ઓખામંડળ.

આ પ્રાંતમાં ઓખા નામનો રાક્ષસ રહેતો હતો, તે પરથી આ પ્રાંતનું નામ ઓખામંડળ પડયું છે. આ પ્રાંત ગાયકવાડ સરકારને તાબે છે.

નીપજ:—બાજરી, જુવાર, કઠોળ અને તલ.

મોટાં ગામ.—દ્વારકા, આરંભડું, શંખોદ્ધાર, મઢી.

જાણીતાં સ્થળ—દ્વારકા ને બેટ એ બે સ્થળ હિંદુ લોકનાં જાત્રાનાં સ્થળ છે. દ્વારકામાં રણછોડજીનું ધામ છે.

## પાલણપુર એજન્સિ.

નદી—બનાસ, સરસ્વતી.

શાખા રેલવે:—પાલણપુરથી ડીસા જાય છે.

નીપજ:—બાજરી, જુવાર, ઘઉં, કઠોળ, ડાંગર, શેરડી અને રૂ. જંગલોમાં ઇમારતી લાકડું ઘણું થાય છે.

નિકાસ:—રૂ, અનાજ, સરસવ, તલ, સુરોખાર, અને ચંપા તથા કેવડાનું અત્તર.

મુખ્ય સંસ્થાન:—પાલણપુર, રાધનપુર, થરાદ, કાંકરેજ અને વાવ.

શહેરો—પાલણપુર (વસ્તી ૧૭,૨૦૦) ના રાજ્યકર્ત્તાને દિવાન કહે છે. તે જાતે પઠાણ મુસલમાન છે. ડીસામાં અંગ્રેજી લશ્કરની છાવણી છે. રાધનપુર (વસ્તી ૧૧,૫૦૦) ના રાજ્યકર્ત્તા નવાબ કહેવાય છે, તે બાબી મુસલમાન છે. મુંજપુર વેપારી સ્થળ છે.

વિશેષ હકીકત:—આ એજન્સિની પશ્ચિમે કચ્છનું રણ આવવાથી ઉનાળામાં સખત તાપ પડે છે, ને દિવસે મુસાફરી થઇ શકતી નથી.

## મહીકાંઠા એજન્સિ.

પહાડ:—આબુ ને આરાસુર. આબુ પર્વત મહીકાંઠાની ઉત્તરમાં આવેલો છે. તેના ચિત્રકુટ શિખર પર વિમળશાહ તથા વસ્તુપાળ ને તેજપાળે બંધાવેલાં સુંદર દહેરાં છે. એ દહેરાં બંધાવતાં કરોડો રૂપીઆ ખર્ચ થયો છે. આ દહેરાં દેલવાડાનાં દહેરાંને નામે ઓળખાય છે. આ દહેરાં જોવાથી સર્વની ખાત્રી થાય છે કે આ દેશના

લોકો ઈમારત બાંધવામાં ને નકશી કોતરવામાં પ્રવીણ હતા. આરાસુરનો ડુંગર દાંતાના રાણાના તાબામાં છે, તે ઉપર અંબાભવાનીની માતાનું દહેરૂં છે, તેની ઉપજ રાજ્યમાં જમા થાય છે. અંબાભવાનીથી પૂર્વમાં એક માઇલ ઉપર કુંભારીઆ ગામ પાસે વિમળશાહનાં બંધાવેલાં જૈન લોકોનાં પાંચ સુંદર દહેરાં છે. તે સઘળાં આરસપહાણનાં ને સરસ બાંધણીનાં છે. આ દહેરાં કુંભારીઆનાં દહેરાંને નામે ઓળખાય છે.

નદી:—સરસ્વતી, સાબરમતી, હાથમતી, મેશ્વો, વાત્રક, માઝુમ.

નહેર:—ખેતરોને પાણી પૂરૂં પાડવાને અમનગરની ઉત્તરે હાથમતી નદીનો બંધ બાંધી નહેરો ખોદેલી છે.

નીપજ:—બાજરી, જુવાર, ઘઉં, મકાઇ, ચણા, તલ, શેરડી, તમાકુ, રૂ, અફીણ અને સાગ. ડુંગરમાં વાંસની પેદાશ ઘણી છે.

ખનીજ પેદાશ:—અમનગરની ખાણમાંથી પત્થર નીકળે છે. તે ઘર બાંધવાના કામમાં આવે છે. દાંતાની ખાણમાંથી આરસ નીકળે છે. મોહનપુર સંસ્થાનમાં અબરખની ખાણ છે.

નિકાસ:—પત્થર અને અફીણ.

મુખ્ય સંસ્થાનો:—ઇડર, દાંતા, માલપુર, મોહનપુર, માણસા ને આંબલીઆરા.

જાણતાં સ્થળો:—ઇડર ( વસ્તી ૮,૦૦૦ ) ત્યાંના રાજા રાઠોડ રજપુત છે. આ એજન્સિમાં માત્ર ઇડરનું જ રાજ્ય મોટું છે. તેમાં અમનગર ને વડાલી મોટાં ગામ છે. સાદરામાં પોલિટિકલ એજંટ રહે છે. સાદરામાં ગરાસીઆના કુંવરોને માટે તાલુકદારી સ્કૂલ છે. પેથાપુરની બાંધણી વખણાય છે, નવેંબર માસમાં શામ-

બાજીનો અને ફેબ્રુઆરિ માસમાં ખેડબ્રહ્માનો મેળો ભરાય છે. તારંગાજી એ જૈન લોકોનું જાત્રાનું ઠેકાણું છે.

## રેવાકાંઠા એજન્સિ.

આ એજન્સિ રેવા નદીની આસપાસ આવવાથી તેનું નામ રેવાકાંઠા પાડયું છે.

પહાડ:—રાજપીપળાનો.

નદી:—મહી અને નર્મદા.

રેલવે:—અંકલેશ્વરથી નાંદોદ સુધી રેલવે છે.

નીપજ:—ઇમારતી લાકડું, મહુડાં, તેલીબીયાં અને જુદી જુદી જાતનાં અનાજ.

ખનીજ પેદાશ:—અકીકના પત્થર.

નિકાસ:—ઇમારતી લાકડું, મહુડાં ને તેલીબીઆં.

સંસ્થાન:—રાજપીપળા, છોટાઉદેપુર, દેવગઢબારીઆ, લુણાવાડા, સુંથ, વાડાશિનોર, વગેરે.

શહેર:—નાંદોદ (વસ્તી ૧૧,૧૦૦) રાજપીપળાના રાજ્યનું મુખ્ય શહેર છે, તેમાં એક હાઇસ્કુલ છે.

## પંચમહાલ એજન્સિ.

આ એજન્સિ પંચમહાલ જિલ્લાના અગ્નિ ખુણામાં છે.

નીપજ:—ઇમારતી લાકડું ને અનાજ.

નિકાસ:—ઇમારતી લાકડું.

મુખ્ય સંસ્થાન:—નારૂકોટ, મુખ્ય શહેર જાંબુઘોડા એમાં ઠાકોર રહે છે. આ એજન્સિમાં નાયકા ને કાળી લોકોની વસ્તી વિશેષ છે.

## સુરત એજન્સિ.

નદી:—અંબિકા, ઓરંગા, પાર, કોલક ને દમણગંગા.

નીપજ:—ડાંગર, જુવાર, નાગલી, કોદરા, કઠોળ, તલ, શેરડી અને ઇમારતી લાકડું.

સંસ્થાનઃ—સચીન, વાંસદા, ધરમપુર અને ડાંગ.

જાણીતાં સ્થળ:—ડુમસ. એ ગામ દરિયાકિનારે સચીનના રાજ્યમાં હવાખાવાનું સ્થળ છે. દેવકી ઉનાઇ વાંસદાની ઉત્તરે ૬ માઇલપર છે. ત્યાં ઉના પાણીના કુંડ છે. દર વરસે ચૈત્રી પુનમે અહીં મેળો ભરાય છે.

વિશેષ હકીકત:—સચીનના નવાબ જંજીરાના નવાબના કુળના છે. વાંસદાના રાજા સોલંકી રજપુત છે. ધરમપુરના રાજા સિસોદીઆ રજપુત છે.

### ગાયકવાડનો મુલક.

હિંદુસ્તાનમાં ત્રણ દેશી રાજ્ય મોટાં ગણાય છે. તેમાંનું આ એક છે. એનું ક્ષેત્રફળ ૮૧૦૦ ચોરસ માઇલ અને વસ્તી ૨૦ લાખ માણસની છે. આ રાજ્ય એક જથે નથી, પણ જુદા જુદા ચાર ભાગમાં વહેંચાઇ ગયેલું છે. ૧. વડોદરા પ્રાંત એ ભરૂચ જિલ્લાની પૂર્વે, ૨. કડી પ્રાંત અમદાવાદ જિલ્લાની ઉત્તરે, ૩. નવસારી પ્રાંત એ સુરત જિલ્લા સાથે સેળભેળ, અને ૪. અમરેલી ને ઓખામંડળ એ કાઠિયાવાડમાં આવેલ છે.

વડોદરાપ્રાંત:—આ પ્રાંતની જમીન સપાટ છે. આ પ્રાંતમાં દક્ષિણી બ્રાહ્મણ અને મરેઠા લોકની વસ્તી વિશેષ છે. વડોદરા રેલવેનું જંક્શન છે. ત્યાંથી એક ફાંટો ગોધરા જાય છે, બીજો ફાંટો વડો-

દરાથી ડભોઈ જાય છે. ડભોઇ રેલવેનું જંક્શન છે, ત્યાંથી એક ફાંટો મીયાંગામ જાય છે, બીજો ચાણોદ જાય છે, ત્રીજો સંખેડા બહાદરપર જાય છે. આ પ્રાંતની પેદાશ અનાજ, રૂ અને તમાકુની છે.

આ પ્રાંતનું મુખ્ય શહેર વડોદરા (વસ્તી ૯૯,૩૦૦) વિશ્વામિત્રી નદી પર આવેલ છે, ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર છે. તેમાં નજરબાગ, મોતીબાગ, ગાયકવાડ સરકારને રહેવાનો લક્ષ્મીવિલાસ મહેલ, જમનાબાઇ હસ્પિતાલ, ચીમનાબાઇ ટાવર, કૉલેજ, ન્યાયમંદિર, સંગ્રહસ્થાન, વગેરે ઘણાં જોવા લાયક સ્થળો છે. ડભોઈ જુના કિલ્લાને માટે પ્રખ્યાત છે. પાદરાની ખાદી વખણાય છે. પેટલાદ, સોજીત્રા ને વસોનું દેશી કાપડ વખણાય છે. કર્નાળી નર્મદાને કિનારે યાત્રાનું ધામ છે.

**કડી પ્રાંત:**—આ પ્રાંત ચારે પ્રાંતમાં મોટો છે, અને એની હવા સારી છે, જમીન સપાટ છે, એમાં સરસ્વતી નદી આવેલ છે. અમદાવાદ જંકશનથી રેલવેનો એક ફાંટો કલોલ થઇ મેસાણે જાય છે, કલોલથી ફાંટો કડી જાય છે, મેસાણાથી એક ફાંટો પાટણ અને બીજો વીશનગર, વડનગર થઇ ખેરાળુ જાય છે. આ પ્રાંતની મુખ્ય પેદાશ અનાજ, અળસી, તેલીબીઆં અને અફીણની છે.

**શહેરો:**—પાટણ આ જુનું શહેર (વસ્તી ૩૧,૦૦૦) છે. ત્યાંના પટોળાં, સુડી, તરવાર, અને માટીનાં વાસણ વખણાય છે. સિદ્ધપુર સરસ્વતીનદીપર જાત્રાનું ધામ છે, અહીં માતૃશ્રાદ્ધ કરવામાં આવે છે, આ શહેરમાં ઔદિચ્ય બ્રાહ્મણ ને વહોરાની વસ્તી વિશેષ છે.

આ શહેરમાં રૂદ્રમાળના દહેરાનું ખંડેર છે. વીશનગરનાં તાંબા-પિત્તળનાં વાસણ ને હળદર વખણાય છે. વડનગર વડનગરા નાગરનું મૂળ સ્થાન છે. ત્યાં વાજીંત્રો સારાં થાય છે. કડીના બળદ વખણાય છે. બહુચરાજી યાત્રાનું સ્થળ છે, ઉંઝામાં કડવા કણબીની કુળદેવીનું સ્થાન છે. મેસાણા રેલવે જંક્શન છે, તથા જૈન લોકનું મોટું ધામ છે. વિજાપુરમાં અફીણ સારૂં થાય છે. મોઢેરામાં કરણસાગર તળાવ ને સૂર્યનારાયણનું મંદિર જોવા લાયક છે.આતરસુંબામાં લોઢાનું કામ સારૂં થાય છે.

**નવસારી પ્રાંતઃ**—આ પ્રાંતમાં સોનગઢ અને વ્યારા તરફની જમીન ડુંગરાળ છે. ત્યાંની હવા ખરાબ છે. આ પ્રાંતમાં મુખ્ય નદી તાપી છે. આ પ્રાંતના દરીઆકાંઠાની જમીન ઘણીજ ફળ્રૂપ છે. ત્યાં આંબા, અનનાસ, ફણસ અને કેળાં વગેરે મેવો સારો થાય છે. પ્રાંતની મુખ્ય પેદાશ ગોળ છે. આ પ્રાંતમાં અનાવળા બ્રાહ્મણ ને પારસીની વસ્તી વિશેષ છે. સોનગઢ અને વ્યારા તરફ અનાર્ય જાતના ચોધરા લોકોની વસ્તી વિશેષ છે.

**શહેરો:**—**નવસારી** એમાં પારસીની વસ્તી વિશેષ છે. ગણદેવીનો ગોળ વખણાય છે. સોનગઢ ગાયકવાડ સરકારની જુની રાજધાનીનું શહેર તાપ્તીવેલી રેલવેનું સ્ટેશન છે.

**અમરેલી પ્રાંતઃ**—એમાં ગીરનારના ડુંગર આવેલા છે. ઓખામંડળ રેતાળ પ્રદેશ છે, અમરેલી પ્રાંતમાં કાઠી અને ઓખા મંડળમાં વાઘેર લોકની વસ્તી વિશેષ છે. આ પ્રાંતમાં મુખ્ય પેદાશ અનાજ ને રૂ છે.

**શહેરોઃ**—અમરેલી, ધારી, કોડીનાર, દ્વારકા, વગેરે.

**રાજ્યવ્યવસ્થાઃ**—ગાયકવાડી મુલકમાં અંગ્રેજ સરકારનાજેવીજ

રાજ્યરચના છે. જિલ્લામાં જેમ કલેક્ટર છે, તેમ અહીં પ્રાંતમાં સુબા છે. કલેક્ટરોના ઉપરી જેમ કમિશ્નર સાહેબ છે તેમ અહીં ચારે પ્રાંતના સુબાઓના ઉપરી સરસુબા છે. તેમના ઉપર દિવાન અને તેમના ઉપર રાજા છે. તાલુકાઓમાં જેમ મામલતદાર હોય છે, તેમ અહીં તાલુકામાં વહીવટદાર છે.

ગાયકવાડ સરકારે પોતાના રાજ્યમાં ફરજિયાત કેળવણી દાખલ કરી છે, તેથી દરેક માણસને ભણવું પડે છે. આથી દરેક ગામમાં નિશાળો ઉઘાડી છે. મોટાં શહેરોમાં અંગ્રેજી નિશાળો ને હુન્નરશાળાઓ છે. ધંધાની કેળવણી માટે સૌથી મોટી સંસ્થા વડોદરામાં કળાભવન છે.

ગાયકવાડ સરકારના મુલકની દેખરેખને માટે હિંદના નામદાર વાઇસરોય સાહેબ તરફથી એક રેસિડેન્ટ સાહેબ વડોદરા કેમ્પમાં રહે છે. કાઠિયાવાડ, પાલણપુર, મહીકાંઠા, અને રેવાકાંઠા એજન્સિના રાજાઓ પાસે લેણી ખંડણી અંગ્રેજ સરકાર વસુલ કરી ગાયકવાડ સરકારને પહોંચાડે છે.

## ખંભાત સંસ્થાન.

નદી:—મહી.

રેલ્વે:—આણુંદ જંકશનથી પેટલાદ થઇ ખંભાત સુધી રેલવે છે.

મુખ્ય પેદાશ:—બાજરી, જુવાર, ઘઉં, તુવેર, ગળી, તમાકુ, આદું ને રૂ.

શહેર:—ખંભાત. વસ્તી (૨૮,૦૦૦) ત્યાંના રાજકર્તા નવાબ કહેવાય છે, તે મોગલ જાતના મુસલમાન છે. આ શહેરમાં હાથની

વણાટનું સુતરાઉ કાપડ ને શેતરંજી સારી થાય છે. વળી રાજપીંપળામાંથી અકીકના પથરા લાવી તેને સાફ કરી તેના જુદા જુદા ઘાટ બનાવે છે. ખંભાતનો અખાત વર્ષોવર્ષ પુરાતો જવાથી દરીઆઈ વેપાર મોળો પડતો જાય છે. દરીઆ શહેરથી પાંચ માઈલ દૂર છે.

## અમદાવાદ જિલ્લો.

**નદી:**—સાબરમતી, હાથમતી, ખારી, મેશ્વો, વાત્રક, માજુમ અને શુકભાદર.

**શાખા રેલ્વે:**—અમદાવાદ જંકશનથી પ્રાંતીજ અને બીજી ધોળકા તરફ ગાડી જાય છે.

**નીપજ:**—બાજરી, જુવાર, ઘઉં, ડાંગર, કઠોળ, તમાકુ, ગળી, શેરડી, રૂ, તલ અને દીવેલ.

**તાલુકા:**—પ્રાંતીજ, વીરમગામ, ઉત્તર દશક્રોઇ, દક્ષિણ દશક્રોઇ, ધોળકા, ધંધુકા. પેટા મહાલ—મોડાસા, સાણંદ, અને ઘોઘા. પેટા મહાલમાં મુખ્ય અધિકારી મહાલકારી હોય છે, તે મામલતદાર કરતાં ઉતરતા દરજ્જાનો અધિકારી છે; કેમકે તેમનો મહાલ તાલુકા કરતાં નાનો હોય છે.

**જાણીતાં સ્થળો:**—અમદાવાદ (વસ્તી ૨,૭૪૦૦૦) એ ઇ. સ. ૧૪૧૨માં અહમદશાહે વસાવ્યું, એ સાબરમતી નદીને કાંઠે છે. એમાં એક કૉલેજ, ત્રણ હાઇસ્કૂલો, બે ટ્રેનિંગ કૉલેજો, એક મેડિકલ સ્કૂલ, ને એક હુનરશાળા છે. શહેરમાં જોવા લાયક મકાનો ઘણાં છે, તેમાં મુખ્ય જુમામસજીદ, શાહઆલમનો રોજો, કાંકરીઉ તળાવ, દાદાહરીની વાવ, ભદ્રનો કિલ્લો, સ્વામિનારાયણનું મંદિર, હઠીસીંગનું દહેરું, વગેરે. શહેરમાં ૫૦ કરતાં વધારે મિલો છે, તેમાં સુતરાઉ કાપડ ઘણુંજ બને છે, વળી હાથના કાપડમાં રેશમી કાપડ,

કીનખાબ, મશરૂ, રેશમી કોરનાં ધોતીઆં પુષ્કળ બને છે.

**વીરમગામમાં** મુનસર ને ગંગાસર નામે બે મોટાં તળાવ છે. ગામમાં મુખ્ય વેપાર રૂનો છે. ત્યાં કાપડ વણવાની મિલો છે. **ખા-રાઘોડામાં** વરાગડું મીઠું થાય છે. ધોળકામાં મલાવ તળાવ મોટું છે; ત્યાંનાં દાડમ ને સુંઠ વખણાય છે. ધોધા પાસે દરીઓ હોવાથી તે હવા ખાવાનું સ્થળ છે. **વઉઠા** સાબરમતી ને વાત્રક નદીના સંગમ પર છે. ત્યાં કાર્તિકી પુનમે મેળો ભરાય છે. **ભીમનાથમાં** શ્રાવણ વદ અમાસે મેળો ભરાય છે. કાસીંદ્રાનો ગોળ વખણાય છે.

વિશેષ હકીકતઃ—ખારી નદીમાંથી નહેર વાટે ખેતરોને પાણી આપવામાં આવે છે.

## ખેડા જિલ્લો.

**નદીઃ**—મહી, ખારી, મેશ્વો, વાત્રક, શેઢી, મહોર.

**નીપજઃ**—બાજરી, ડાંગર, તુવેર, કોદરા, બાવટો, તમાકુ, વરીઆળી, જીરૂં, વગેરે. તેમાં બાજરી ને તમાકુ પરદેશ બહુ જાયછે.

**તાલુકાઃ**—કપડવંજ, ઠાસરા, નડીઆદ, મહેમદાવાદ, માતર, આણંદ, બોરસદ.

**જાણવા લાયક સ્થળોઃ**— કપડવંજ એ મહોર નદીને કાંઠે છે. એમાં કાચ ને સાબુનાં કારખાનાં છે, તથા જૈન લોકનાં દહેરાં જોવા લાયક છે. લસુંદ્રા એ કપડવંજ તાલુકામાં ઉના પાણીના કુંડને માટે પ્રખ્યાત છે. ડાકોર એમાં રણછોડજીનું ધામ છે. નડી-આદ (વસ્તી ૨૭,૧૦૦) ખેડા જિલ્લામાં મોટામાં મોટું શહેર છે, એમાં સંતરામનું વિશાળ ધામ ને એક હાઈસ્કૂલ છે. નડીઆદ જંક્શન છે, ત્યાંથી કપડવંજ રેલવે જાય છે, [illegible] [illegible]

નારાયણનું ધામ છે. ખેડા એ વાત્રક ને શેઢી નદીના સંગમપર જિલ્લાનું મુખ્ય શહેર છે. મહેમદાવાદ એ મહમદ બેગડાએ વસાવ્યું છે, તે વાત્રક નદી પર છે. એમાં ભમરીઓ કૂવો ને નદી પરનો રોજો જોવા લાયક છે. માતરમાં જૈન લોકોનું દહેરૂં જોવા લાયક છે. આણંદ રેલવે જંકશન છે. ઉમરેઠમાં ખેડાવાળ બ્રાહ્મણ ને ખડાયતા વાણીઆની વસ્તી વિશેષ છે.

## પંચમહાલ જિલ્લો.

પંચમહાલ જિલ્લામાં ગોધરા, કાલોલ, હાલોલ, દાહોદ અને ઝાલોદ મળી પાંચ મહાલ આવવાથી તેનું નામ પંચમહાલ પડયું છે. બારીઆના રાજ્ય વડે એના બે ભાગ થાય છે, દાહોદ અને ઝાલોદ મહાલ પૂર્વમાં; ગોધરા, કાલોલ અને હાલોલ મહાલ પશ્ચિમમાં છે.

**પર્વત:**—પાવાગઢનો, એ ઉપર મહાકાળી માતાનું દહેરૂં છે, તથા મજબૂત કિલ્લો છે; તેને હંમેશાં પવનના ઝપાટા લાગ્યા કરે છે, તેથી તેને પવનગઢ કે પાવાગઢ કહે છે.

**નદી:**—મહી. એ વડે ખેડા અને પંચમહાલ જિલ્લા જુદા પડે છે.

**નીપજ:**—મકાઈ, તલ, મહુડાં ને ઈમારતી લાકડાંની પેદાશ વિશેષ હઇ તે પરદેશ બહુ જાય છે.

**તાલુકા:**—ગોધરા, કાલોલ, અને દાહોદ. હાલોલ અને ઝાલોદ એ પેટામહાલ છે.

**જાણવા લાયક સ્થળો:**—ગોધરા (વસ્તી ૨૨, ૧૦૦) માં લાકડાં તથા તલની પેદાશ સારી થાય છે, દાહોદ એ ઔરંગજેબની જન્મભૂમિ છે. ચાંપાનેર એ ચાંપા નામના વાણીઆએ વસાવ્યું હતું; હાલ તે ખંડેર છે.

## ભરૂચ જિલ્લો.

**નદી:**—મહી, ઢાઢર, નર્મદા અને કીમ.

**નીપજ:**—ખેતીની મુખ્ય પેદાશ રૂની છે. તે સિવાય બાજરી, જુવાર, ઘઉં, ડાંગર, કઠોળ, તલ, દીવેલી અને તમાકુ.

**તાલુકા:**—જંબુસર, આમોદ, વાગરા, ભરૂચ અને અંકલેશ્વર. હાંસોટ પેટામહાલ છે.

**જાણવા લાયક સ્થળો:**—**ભરૂચ** ( વસ્તી ૪૩,૪૦૦ ) એ શહેર નર્મદા નદીને કિનારે પાધડી પને છે. આ શહેરમાં ભૃગુ ઋષિનો આશ્રમ હતો, તે પરથી એનું નામ ભરૂચ પડેલું છે. એમાં એક હાઇસ્કૂલ છે, તથા રૂ કાંતવા વણવાનાં કારખાનાં છે. નર્મદા નદી પર બાંધેલો પૂલ ખાસ જોવા લાયક છે. કાવી શ્રાવક લોકોનું જાત્રાનું ઠેકાણું છે. આમોદમાં દેશી ચપ્પુ સારા થાય છે. ભાડભૂત ભરૂચથી ૮ માઇલપર નર્મદાને કિનારે છે. એમાં ભાડભૂતેશ્વર મહાદેવનું દહેરૂં છે, જ્યારે અધિક ભાદરવો માસ આવે છે ત્યારે ત્યાં મોટી જાત્રા ભરાય છે. શુકલતીર્થમાં દર કાર્તિકી પુનમે મેળો ભરાય છે, તેની પાસે કબીરવડ નામે વડ જોવા લાયક છે.

## સુરત જિલ્લો.

**પર્વત:**—પારનેરા તે વલસાડની પાસે આવેલો છે.

**નદી:**—કીમ, તાપી, મીંઢોળા, પૂર્ણા, અંબિકા, ઔરંગા, પાર, કોલક અને દમણગંગા.

**નીપજ:**—ઉત્તર ભાગમાં બાજરી, જુવાર, ઘઉં, ડાંગર, કઠોળ અને રૂ; અને દક્ષિણ ભાગમાં નાગલી, કોદ્રા, દીવેલી, શેરડી અને કેળાં. વળી કેટલેક ઠેકાણે શાક, ભીંડી ને તમાકુ થાય છે.

**હવા ખાવાના ઠેકાણાં:**—**હજીરા** એ ઓરપાડ તાલુકામાં

તાપી નદીના મુખપર છે. તીથલ વલસાડની પાસે દરીઆ કિનારાપર છે.

તાલુકા:—ઓરપાડ, ચોર્યાશી, જલાલપોર, ચીકલી, વલસાડ, પારડી, બારડોલી અને માંડવી.

જાણવા લાયક સ્થળો:—સુરત (વસ્તી ૧,૧૮,૩૦૦) તાપી નદીના કિનારા પર બંદર છે. શહેરનો મજબૂત કિલ્લો તાપી નદીના કિનારા પર આવેલો છે. તાપી નદીપરનો હોપપૂલ જોવા લાયક છે. અગાઉ આ શહેરમાં વેપાર ઘણુ ચાલતો, એમાં રેશમી કાપડ અને કસબી વણાટ સારો થાય છે. શહેરમાં એક હાઇસ્કૂલ, એક ઉદ્યોગ-શાળા અને ત્રણ મિલ છે, સુરતથી પૂર્વમાં તાપ્તીવેલી રેલવે ઠેઠ નંદુરબાર સુધી જાય છે, આથી વેપારમાં લાભ થયો છે. હિંદમાં અંગ્રેજ લોકોએ વેપારની પહેલવહેલી કોઠી આ શહેરમાં ઈ૦ સ૦ ૧૬૧૨માં નાંખી હતી. વલસાડ બંદર છે, ત્યાંથી અનાજ, ઇમારતી લાકડું, ગોળ અને ઇંટો બહારગામ મોકલાય છે. ઉદવાડા પારડી તાલુકામાં છે. એમાં પારસીનું અગ્નિનું દેવળ છે. આતસની જાત્રા કરવાને ઘણા પારસી ત્યાં આવે છે. બહુધાનમાં બાર બાર વરસે સિંહસ્થ વરસમાં જાત્રા ભરાય છે.

ફીરંગી સંસ્થાન:—દમણ એ સુરત જિલ્લાની દક્ષિણે આવેલું છે. ત્યાંની ખાસ પેદાશ નાગલી, કઠોળ, ડાંગર, ઘઉં ને તમાકુની છે.

વ્યાખ્યાઓ.

જમીનના ભાગની ઓળખાણ.

૧. જે ગામ દરિયા કિનારે હોય, અને જ્યાંથી માલ વહાણ કે આગબોટને રસ્તે જતો આવતો હોય તેને બંદર કહે છે.

૨. ચાર બાજૂએ પાણીથી વીંટાયલા જમીનના ભાગને દ્વીપ, બેટ કે ટાપુ કહે છે.

૩. જે જમીનની ત્રણ બાજૂએ પાણી અને એક બાજૂએ કોરી જમીન હોય તેને દ્વીપકલ્પ કહે છે.

૪. જમીનની અણી લાંબી થઇને સમુદ્રમાં ગયેલી હોય તેને ભૂશિર કહે છે.

૫. જમીનના સાધારણ ઉંચા ભાગને ટેકરી કહે છે, ટેકરી કરતાં ઉંચા ભાગને ડુંગર કહે છે, અને વિશેષ ઉંચા ભાગને પર્વત કહે છે. તળિયેથી જોડાએલા ડુંગરોને ડુંગરોની હાર કહે છે, અને જોડાએલી નીચી ટેકરીઓને ધાર કહે છે. ડુંગર કે પર્વતની વચ્ચેના નીચા ભાગને ખીણ કહે છે.

૬. જમીનના જે ભાગમાં રેતી જ હોય, અને તેમાં ઝાડપાલા હોય જ નહિ તેને રણ કહે છે.

૭. સપાટ જમીનના વિશાળ પ્રદેશને મેદાન કહે છે.

૮. પહાડો ઉપર આવેલા પ્રદેશને ઉચ્ચ પ્રદેશ કહે છે.

## પાણીના ભાગની ઓળખાણ.

૧. પૃથ્વી ઉપર ખારા પાણીના પાંચ ભાગ કર્યા છે, તે દરેકને મહાસાગર કહે છે.

૨. ખારા પાણીનો જે ભાગ મહાસાગર કરતાં નાનો હોય, તેને સમુદ્ર, સાગર કે દરીઓ કહે છે.

૩. સમુદ્રનો ફાંટો લાંબો થઈ જમીન પર ગયો હોય, તેને અખાત કહે છે.

૪. અખાતનું મોં પહોળું હોય, તેને ઉપસાગર કહે છે.

૫. પાણીનો જે ભાગ ચારે તરફ જમીનથી ઘેરાયલો હોય, તેને સરોવર કહે છે, સરોવરથી નાનું હોય તેને તળાવ કહે છે.

૬. મીઠા પાણીનો પ્રવાહ ડુંગર કે સરોવરમાંથી નીકળી હળતી

જગ્યામાં વહી સમુદ્રને કે બીજી નદીને મળે છે તેને નદી કહે છે.

૭. જે જગ્યાએથી નદી નીકળે છે તેને મૂળ કહે છે.

૮. જે જગ્યાએ નદી સમુદ્રને મળે છે તેને તેનું મુખ કહે છે.

૯. જે જગ્યાએ નદી મોટી નદીને મળે છે, તેને સંગમ કહે છે.

૧૦. નદીનું મુખ પહોળું હોય, અને તેમાં સમુદ્રની ભરતીનું પાણી આવતું હોય તેને ખાડી કહે છે.

૧૧. નદી કે મોટા તળાવમાંથી ખેતરમાં પાણી પૂરું પાડવાને ખોદેલા ફાંટાને નહેર કે કેનાલ કહે છે.

૧૨. દરીઆનું પાણી દિવસમાં બે વખત ચડે છે તેને ભરતી, અને ઉતરે છે તેને ઓટ કહે છે.

## પરચુરણ સવાલો.

૧. પર્વતની ઉત્પત્તિ સમજાવો.

૨. પૃથ્વીની અંદર ઉનો રસ છે તેની સાબીતિ આપો.

૩. મેદાન, નદી, અને સરોવરની ઉત્પત્તિ સમજાવો.

૪. પર્વત, મેદાન, નદી, અને સરોવરના ફાયદા સમજાવો.

૫. નદીનું પાણી નીચાણમાં કેમ વહે છે?

૬. દરિયા ખારા કેમ છે?

૭. દરિયાકિનારો વાંકોચુંકો કેમ છે?

૮. બેટ અને ભૂશિરથી ઉલટું શું?

૯. જસદણ અને ગણોદ, તથા વાંકાનેર અને મોરબીમાં ઉચાણમાં કયાં ગામ ને શા માટે?

૧૦. કોરી જમીન અને દરિયામાં ઉંચું શું? શા પરથી કહો છો?

૧૧. મેડમાં વરસાદ ન થયો હોય, છતાં ત્યાં કેટલીકવાર અનાજ પાકે છે તેનું કારણ સમજાવો.

૧૨. ભાદર નદી પારકે પુત્રે સપુત્રી છે તે સમજાવો.

૧૩. નહેરના ફાયદા સમજાવો.

૧૪. શેત્રુંજી ને શીંગવડો નદીનાં મૂળ પાસે પાસે હોવા છતાં શેત્રુંજી નદીની લંબાઇ વધારે કેમ છે ?

૧૫. અમદાવાદ અને રાજકોટ શહેરની વસ્તી થોડાં વર્ષોમાં કેમ ઘણી વધી ગઇ ?

૧૬. રાજકોટ અને જુનાગઢ વચ્ચે સીધું અંતર કેટલું છે ? પગરસ્તે વધારે અંતર કેમ થાય છે ?

૧૭. કાઠિયાવાડ ને ગુજરાતના છાપેલા નકશામાં કાઠિયાવાડનો નકશો મોટો કેમ છે ?

૧૮. મામલતદાર, કલેકટર અને કમિશ્નર સાહેબનું કામ શું ? દેશી રાજ્યોમાં એવાં કામ કરનારને શું કહે છે.?

૧૯. જિલ્લામાં સૌથી વડા ન્યાયાધીશને શું કહે છે ? તેમનું કામ શું ?

૨૦. લોકલબોર્ડ ને મ્યુનિસિપલ ખાતાનું કામ સમજાવો.

૨૧. અમદાવાદમાં કાપડ વણવાની મિલો કેમ વધારે થઈ ?

૨૨. ગોંડળથી પ્રભાસપાટણ, અંબાજી અને કનોંળી જવાનો રસ્તો કયો ?

૨૩. કાઠિયાવાડમાંથી કયો માલ બહાર દેશાવર ખાતે જાય છે, અને પરદેશથી કયો માલ આવે છે ?

૨૪. ગુજરાતમાં કાચું સોનું પાકે છે એ વાક્ય સમજાવો.

સમાપ્ત.

# સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ.
## ( સુધારેલી ત્રીજી આવૃત્તિ. )

ઉત્તર વિભાગના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ બહાદુરે સઘળી સ્કૂલો અને ટ્રેનિંગ કૉલેજો માટે લાઇબ્રેરિ અને પ્રાઇઝ બુક તરીકે મંજૂર કરી છે. કાઠિયાવાડ એજન્સિના મે. વાલાસાન એજન્ટ ટુ ધ ગર્વનર સાહેબ બહાદુરે તથા ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ પણ લાઇબ્રેરિ અને પ્રાઇઝ બુક તરીકે મંજૂર કરી છે. સંસ્થાન જુનાગઢ, જામનગર, અને ગોંડળ સ્ટેટમાં ટેક્સ્ટ બુક તરીકે મંજૂર છે.

વાચનપાઠ વખતે પાઠમાં આવતા શબ્દોની વ્યુત્પત્તિ શિખવવી એ વ્યુત્પત્તિ શિખવવાની ઉત્તમ પદ્ધતિ છે. આથી અમે આ પુસ્તકને અંતે વાચનમાળાની પાંચમી, છઠ્ઠી ને સાતમી ચોપડીના પાઠવાર શબ્દોની ટીપ આપેલી છે. આ શબ્દોની વ્યુત્પત્તિ એ પુસ્તકમાં કયે પાને આપેલી છે તેનો અંક ત્યાં દર્શાવવામાં આવ્યો છે. આ કોષ શિક્ષક તેમજ વિદ્યાર્થીવર્ગને ખાસ ઉપયોગી થઈ પડશે. વ્યાકરણના સાંકેતિક શબ્દોની ટીપ પણ આપેલી છે તે પ્રાથમિકશાળાના ધોરણ છસાતના, અને અંગ્રેજી–ગુજરાતી શાળાના ધો. ૨–૩ ના વિદ્યાર્થી અને શિક્ષક માટે છે.

ટ્રેનિંગ કૉલેજોની પ્રાવેશિક પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીઓએ આ પુસ્તકનો અભ્યાસ કરી જવો લાભકારી છે. ટ્રેનિંગ કૉલેજના સ્કોલરોને આ પુસ્તક અત્યુપયોગી છે.

વિદ્વાનો વ્યુત્પતિ સંબંધી સઘળાં પુસ્તકોમાં આને સૌથી શ્રેષ્ઠ ગણે છે. મે. રાજ્યરત્ન રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા સાહેબ લખે છે કે “ પ્રો. ક. શાહની વ્યુત્પત્તિ અત્યાર સુધીનાં વ્યુત્પત્તિનાં પુસ્તકોમાં એક સુધારો છે. તે ક્રમવારની રચનાને લીધે ધો. ૬–૭ ની જરૂરીઆતો પૂરી પાડશે, કર્તાએ આ ઉપયોગી વિષય વિદ્વત્તાપૂર્વક અને સંતોષકારક રીતે વર્ણવ્યો છે. ” રોયલ ૧૬ા ફરમાનું પુસ્તક છે ને કિમ્મત માત્ર આઠ આના છે.

# આ લેખકનાં અન્ય શાળોપયોગી પુસ્તકો.

૧. સરલ દેશીનામાનીપદ્ધતિ :—આવૃત્તિ ૨૯ મી. કિમ્મત ૦—૪—૬. મુંબઇ ઇલાકાના કેળવણી ખાતા માટે ટેક્સ્ટ બુક છે. નામું શીખવવાને આ એક ઘણુંજ ઉપયોગી પુસ્તક નીવડયું છે.

૨. સરલ ગુજરાતી બાળવ્યાકરણ:—આવૃત્તિ ૭૫ મી કિમ્મત ૦—૫—૦. કુલ પ્રત ૬૨૦૦૦. સરકારે લાઇબ્રેરિબુક તરીકે મંજૂર કર્યું છે, ઘણાં સ્ટેટોમા ટેક્સ્ટ બુક છે. પદચ્છેદ અને વાકયપૃથક્કરણ શિખવવાને આ એક અત્યુત્તમ સાધન નીવડયું છે.

૩. નવું સરલ મુખગણિત:—ઘણાં સ્ટેટોમાં ટેક્સ્ટ બુક છે આ. ૧૦ મી. કુલ પ્રત ૩૮,૦૦૦. કિમ્મત ૦—૩—૦. એકજ બુકમ બાળવર્ગથી ધો. ૫ મા સુધીનો વિષય મનોયત્ન સહ સમજાવ્યો છે, આંક, ધાત, કોષ્ટકો પણ તેમાં આપ્યાં છે. વ્યાજ, તોલમાપશાન, કાટલાકડાં, ને હુંડી ઇ હિસાબ વ્યવહારોપયોગી હોઇ છેક પૂરવણી તરીકે આપ્યા છે ધોરણ ત્રીજામાં એકમપદ્ધતિનાં લેખાં એવી રીતે સમજાવ્યાં છે કે તેથી બાળકો ધો. ૪—૫ માં લેખાંની કુંચીઓ જાતે ઉત્પન્નકર્ત્તા થાય છે. બહોળા જથ્થામાં ખ

કમિશન ૧૫ ટકા. જથ્થાબંધમાં ૨૫ ટકા. પોસ્ટેજ વી. પી. ખર્ચ મંગાવનારને શિર છે. મુખ્ય એજન્ટ:—અમદાવાદ એમ. બી. શાહની કંપની, ગોંડળ ચુનીલાલ ટોકરશી, એલ. ટી. વઢેર, રાજકોટ બહેચરભાઇ મેઘજી, ભાવનગર લહુસેન આદમજી, જુનાગઢ વૃંદાવન દામોદર, જામનગર જાદવજી, કચ્છ માંડવી લાલજી શંકરલાલ, મુંબઇ એન. એમ ઠીની કંપની, સુરત કરસનદાસ નારણદાસ, [illegible]ા જાણીતા બુક ત્યાંથી મળી શકશે.

પ્રેમચંદ કરમચંદ શાહ, મ જી ડે. એ. ઈ. ગોંડળ સ્ટેટ

મુ. કપડવંજ (જિલ્લે [illegible]